શ્રી. મનોરંજન માળા

પુસ્તક ૧૦ મું

# મસ્તફકીરની મહેફીલ

[ ઓગણત્રીસ નવી હાસ્ય વાર્તાઓનો અપૂર્વ સંગ્રહ ]

લેખક :
મસ્ત ફકીર

LIBRARY.
Regd. No A 1483
Date . . . . . .

દિબાચો .

શ્રી. અદી મર્ઝબાન (તંત્રી : 'જામેજમશેદ' 'ગપસપ')

પરિચય .

શ્રી. લહેરી હાથવાળા (તંત્રી : 'વેણી')

કિંમત

રૂા. ૩-૮-૦

એન. એમ. ઠક્કરની કંપની

સુક્સેસર્સ : પબ્લિશર્સ,

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ, ૨.



ગોસેવક, સાહિત્યપ્રેમી, હિંદુસંસ્કૃતિના પ્રતિકસમા સંસ્કારમૂર્તિ

શેઠ શ્રી. ચિરંજીલાલ રામચંદ્ર લોયલકાને

માનપૂર્વક

અર્પણ.

મસ્ત ફકીર

# ઉપોદ્ઘાત

**કો**ણ જાણે કાય?

મને સમજ નથી પડતું કે આગ માત્ર 'મસ્તફકીર'ને એ શું સૂર થઈ આવી?

એક દિવસે...હું ધારું છું ગુરુવારનો દીન હતો એ મારા વકીલ ભાઈ મારી ઓફીસમાં ચાલી આવ્યા, અને મારી ટેબલ ઉપર થોડાક છાપેલ પાનાઓનો ઢગલો મુક્યો.

"આ લ્યો"

"હલો મસ્તફકીર, એ શું લઈ આવ્યા આવા?"

"આ મારી નવી ચોપડી! થોડાક વખતમાં બહાર પડશે..."

"ગુડ! વેરી ગુડ! પણ..."

હું "પણ" બોલીને અટકી ગયો...એ મારા લેખક મીત્ર શા માટે આ પોતાની નવી ચોપડીના છાપેલા પાનાઓ મારી આગલ લાવ્યા હતા તે મને સમજ નહી પડ્યું...એઓ ભાઈ મારી મુંઝવણ સમજી ગયા હશે તે મને જવાબ દીધો...

"અહી ભાઈ...આ મારી નવી ચોપડીનો દીબાચો તમારે લખવાનો છે."

"મારે લખવાનો છે?"

"હા જી"

"તમે મારી પાસે આય તમારી નવી ચોપડીનો દીબાચો લખાવવા માંગો છો?"

"હા જી"

મેં મારું માથું ધવડ્યું...એક ઉંડો દમ લીધો...મારો ગરમો ઉતારીને બાજુએ મેલ્યો...ને પછી ફરી એક ઉંડો દમ લીધો.

"જોવની બીરાદર" મેં કહ્યું "તમારે તો એ તમારી નવી ચોપડીનો દીબાચો કોઈ પ્રખ્યાત મહાન લેખક પાસે લખાવવો જોઇયે..."

હું સમજ્યો કે એઓ સાંઈ મને કહેશે કે "તમારાં કરતાં વધુ જાણીતા લેખક કોણ મને મળે?"

કોઈ ચીઝ નહી!

મસ્તફકીરે તો કંઈ ભળતો જ ઉત્તર દીધો.

"અદી ભાઈ...તમો કહો છો તે વાજબી છે...પણ મારે કોઈ પ્રખ્યાત યા મહાન લેખક પાસે દીબાચો નથી લખાવવો...મારે તો તમારી પાસે જ લખાવવો છે જી.."

મેં મારો ચશમો પાછો ઉંચકીને પહેરી લીધો. મસ્ત ફકીરે ચાલુ ચલાવ્યું.

"અદી ભાઈ હવે જાણીતા લેખકો રહ્યાબી કેટલા? અને તેઓને પકડવા ક્યાં જાઉં?"

"હમ...યેસ...આઈ સી!..." મેં કાંસી ફુસીને કહ્યું: "તો પછી કોઈ રાજદ્વારી નેતાને કાંયે નહી પકડતા?...દાખલા તરીકે હમણાં જ આપણા બાબુ રાજેન્દ્રપ્રસાદે કેવી સરસ સુના જેવી આપણને શિખામણ આપી કે બૈરાને માટીડાઓએ ઘણું એકમેક સાથે ભળવું નહી જોઇયે...હવે કોઈ એવા જબરદસ્ત ભેજું ધરાવતા માણસ પાસે..."

મસ્તફકીરે પોતાનું ડોકું ધુણાવ્યું.

"ના અદી ભાઈ મારે તો તમારી પાસે જ દીબાચો લખાવવો છે."

"...નહી તો કે આપણા બાબુ પુરસોત્તમદાસ ટનડને હમણા કેવી સરસ આપણને સલાહ આપી કે સંતતિ નિયમન તદ્દન ખરાબ ચીજ છે...એક દેશની વસ્તી ગમે તેટલીબી વધતી હોય તોબી સંતતિ નિયમન નહી જ જોઇયે...દેશની વસ્તી તો આપોઆપ દુકાળ, લડાઈ અને કુદરતી આફતોને લીધે કમી થઈ જશે...હવે એવું કાંઈ સારૂં સારૂં બોલે એવા કોઈના નેતા પાસે..."

અંસ્તફકીરે પાછું પોતાનું ડોકું ધુણાવવા માંડ્યું એટલે મેં જોયું કે બાજી હાથથી જશે એટલે એક વધુ કોશેશ મેં કીધી.

"નહી મસ્તફકીર, ભાઈ, બપાવા...તમે મારૂં બોલેલું પુરૂં કરવા દેવ...હું એમ કહેવા માગું છ કે તમારી ચોપડીનો દીબાચો તો એવા કોઈ માણસે લખવો જોઇયે કે જેણે કાંઈ દુનિયાની પ્રગતિમાં પોતાનો હીસ્સો આપ્યો હોય...તો પછી તમારી ચોપડીને બી સારૂં લાગે...તમુને બી સારૂં લાગે ને..."

પણ, મસ્તફકીર મને આગળ બોલવા દે તો કેની? એઓ ભાઇએ તો હુંકમા જ મને અલટીમેટમ આપી દીધો.

"અરી ભાઈ એ લાંબી ચોડી છોડી દો...આ દીબાચો તમારે જ લખવો પડશે...તમે દુનિયાની પ્રગતિ કરવામાં તમારો હીસ્સો આપ્યો હોય કે નહીં...તમે મરદ ઓરત વચ્ચેના સોશીયલ ઇનટરકોરસની સામે હો યા નહી, સંતતિ-નિયમમાં માનતા હોવ યા નહી...પણ મરઝબાન-કુટુંબ સાથનો મારો સંબંધ એટલો પુરાણો છે અને લાંબા વખતનો છે કે મારે તો આ દીબાચો તમારી પાસે જ લખાવવો છે!"

પછી બોલવાનું બાકી શું રહ્યું?

તો લ્યો! આ મારો દીબાચો...નહીં પસંદ આવે નહીં કરતા...વાંક મસ્તફકીરનો છે!

* * *

## મારો દીબાચો.

(સીન-સ્વર્ગ, વખત-કોઇબી!)

(ખોદાયજી આ દુનિયા પેદા કરતાં કરતાં અટકીને પોતાનો ચસ્મોક કહાડી કપાલ લુછે છે.)

મોટો ફરેસ્તો—થાકી ગયા?

ખોદાયજી—હા !

મોટો ફરેસ્તો—તો લેવ...

(એક બાટલી આપે છે)

જરા નીરાનો એક ગોટ પી લેવ, થાક ઉતરી જશે.

(ખોદાયજી પીયે છે અને પછી ચશ્મો પાછો પહેરી લે છે.)

ખોદાયજી—લે ચાલો આલસાઇ કરવામા કંઈ સાર નથી ! હવે એક વખત કામ હાથમા લીધું તે પુરૂં કરી જ નાખીયે !

(ચોપડીમાથી વાચતા) પહાડોના મથાળા પર બરફ મુક્યું ?

મોટો ફરેસ્તો—(પોતાની ચોપડીમાં પેનસીલનો મારકો કરતાં) હા જી !

ખોદાયજી—દરયામાં પાણી ?

મોટો ફરેસ્તો—હા જી ! જાત જાતની મચ્છીઓ પણ મુકી દીધીછે !

ખોદાયજી—બધા દેશ દેશોના બરાબર ભાગલાઓ કીધાં ?

મોટો ફરેસ્તો—હા જી !

ખોદાયજી—દરેક દેશમાં પુરતી સંખ્યામાં માણસો મુકયાં ?

મોટો ફરેસ્તો—મુકયાંજી ! ને પાછા એ લોકો તો એકમેકને મદદ કરીને બસ્તીમાં વધતાં જ જશે એટલે કંઈ આપણને ફીકર કરવા જેવું નથી...

ખોદાયજી—ઠીક છે તો પછી આગળ ચાલો !...ઝાડ પાનનું શું ?

મોટો ફરેસ્તો—દરેક દેશમાં થોડી થોડી જાતના ઝાડપાન ઉગે એવો બંદોબસ્ત કીધેલો છે.

ખોદાયજી—વારૂં હવે તમે લોકે બધા જ માણસોને એક સરખા બનાવ્યા છ. તે મને પસંદ નથી...જરા જરા વેરાયટી તો જોઇયે...દરેક દેશમાં જુદી જુદી ભાષાઓ બી બોલાવી જોઇયે...જો આપણે એ લોકોને તેદ્દન સરખા બનાવશું તો પછી કોઈ દહાડો એ બધાં સાથે મળી જશે તો આપણને બી બુમ પડાવસે.

મોટો ફરેસ્તો—(ચોપડીમાં નોંધ લેતા) એ તમે લાખ રૂપિયાના બોલ બોલ્યા !...આપણે દરેક માણસોની વચ્ચે થોડો થોડો ફેર રાખશું...

ખોદાયજી—ને બૈરાંઓનાં શરીર નરમ ને પોચ્ચાં રાખો ને તેને બદલે એ લોકોની-જીભલીઓ વધારે લાંબી કરો.

મોટો ફરેસ્તો—(નોંધી લેતા) બહુ નેક વીચાર છે!

ખોદાયજી—હવે ત્યારે બીજું શું બાકી રહ્યું...

(એક ખુણામાં ઢગલો કરીને મુકેલા ડબ્બાઓ ઉપર નજર પડે છે) એ આય શું ?

મોટો ફરેસ્તો—એ બધા જાત જાતના ગુણો ને દુર્ગુણો છે જી.

(એક પછી એક બધા ડબ્બાઓ ઉંચકીને બતાવે છે) આય ડબ્બામાં જે અકક્લ...હવે એ હું થોડી થોડી દુનિયાના માણસોમાં વહેંચી આપશ ને...

ખોદાયજી—સરખે હીસ્સે નહી! થોડાક માણસોને બીલકુલ જ ના આપતો. નહી તો પછી એ લોકો પોલીટીકલ લીડરઝ નહી થઈ સકશે.

મોટો ફરેસ્તો—આય ડબ્બામાં ખુબસુરતી છે...

ખોદાયજી—તેબી થોડાંકને જ આપજો...જે લોકોને ખુબસુરતી નહી આપો તે લોકને અદેખાઈ આપજો...ને જે લોકોને અકક્લ નહી આપો તે લોકોને. આય નોકના ડબ્બામાં વાકચાતુરી ભરેલી છે તે આપજો.

મોટો ફરેસ્તો—વારુ જી...

(નોંધ કરી લે છે એમ વખત વહેતો જાય છે અને ખોદાયજી એક બાદ એક દરેક ચીજનો-નીકાલ કહાડતા જાય છે. આખરે બધા ડબ્બાઓ પુરા થઈ જતાં એઓની નજર એક કાગલમાં બાંધેલા પેકેટ ઉપર પડે છે)

ખોદાયજી—એ એ શું ?

મોટો ફરેસ્તો—એમાં કંઈ કમ નથી જી...

ખોદાયજી—પણ એ છે શું ?

મોટો ફરેસ્તો—કોણ જાણેજી. મને પોતાને બી સમજ નહી પડતું... (પેકેટ ઉચકીને ઉપર લખેલું નામ વાંચતાં) કંઈ "સેન્સ ઓફ હયુમર" હાસ્યની વૃત્તિ કરીને લખેલું છે...

ખોદાયજી—(મુછમાં હસીને) પછી, તે કોઇને વહેંચવા નથી માંગતા ?

મોટો ફરેસ્તો—એ શું કોઇને બી કામ લાગવાનું છે ?

ખોદાયજી—એ મને કામ લાગશે...આય દુનિયા જે મેં પેદા કીધીછે તે આગલ ચાલતાં લડીવઢીને અરધી થઈ જશે. તે વખતે જો કંઇ બી ચીજ દુનિયાને બચાવી સકશે તો તે આય સેન્સ ઓફ હયુમર છે...

મોટો ફરેસ્તો—ઓહો, એમ છે ?

ખોદાયજી—હા !

મોટો ફરેસ્તો—તો પછી આપણે એ સેન્સ ઓફ હયુમર કોઇને આપીયે...જે આસામીઓ દેશનેતાઓ થવાના હોય તે લોકને આપીયે ?

ખોદાયજી—નહી...તે લોકોને તો તમે મોટા મોટા ભાષણો કરવાની શક્તિ આપીછ કેની ?

મોટો ફરેસ્તો—હાજી ! ઘણા મોટા જથ્થામા આપીછે...

ખોદાયજી—બસ તહારે...તમે એ સેન્સ ઓફ હયુમર સંભાળી સંભાળી, માપી માપીને થોડાક જ તદ્દન સાધારણ માણસોને આપો...તે લોકો પોતે હસી સકશે ને બીજાઓને હસાવી સકશે...તે લોકો જ મારી દુનિયાને લડાઈ, પંચાતી અને તોરી મારીમાંથી બચાવી સકશે...

મોટો ફરેસ્તો—વારૂજી !

ખોદાયજી—કહો છે ? એવા સાધારણ માણસોનું તમે એક લીસ્ટ કીધું છે કે ?

મોટો ફરેસ્તો—આય રહ્યું. (લીસ્ટ આપે છે)

ખોદાયજી—(લીસ્ટ વાંચી જોતાં) ઠીક છે...અરે આય શું...ભારત દેશમાં વીસમી સદીમાં જે માણસો જન્મવાના છે તે લોકોમાં સેન્સ ઓફ હ્યુમરવાલાઓ ઘણાજ થોડા છે.

મોટો ફરેસ્તો—જરા એમ છે ખરૂં...

ખોદાયજી—નહી નહી! હજુ બીજે કુથેથી-ઓછી કરીને અહીં વધારો!...મારા હીસાબ પ્રમાણે ભારત દેશમાં '૯૪૭ પછી સેન્સ ઓફ હ્યુમરની ઘણી જ જરૂર પડશે...લેવ બે ચાર નામો પકડો જોઈએ..

મોટો ફરેસ્તો—પણ આટલા બધાં નામોમાથી કોને આપીએ ને કોને નહી આપીએ...

(ખોદાયજી આંખ બંધ કરીને લીસ્ટની ઉપર પોતનું આંગલુ મુકે છે)

ખોદાયજી—લેવ આપો એને થોડી સેન્સ ઓફ હ્યુમર..

મોટો ફરેસ્તો—(ખોદાયજીએ ચુંટેલું નામ વાચતા) કોઈ સરદારી નામનો માણસ છે...

ખોદાયજી—આપો એને!...(પાછી આંખ બંધ કરીને આગલું મુકે છે)

મોટો ફરેસ્તો—(નામ વાચતાં) કોઈ જ્યોતીન્દ્ર દવે કરીને છે..

ખોદાયજી—આપો એને બી!

(અને એમ ખોદાયજી આંગલુ મુકતા જાય છે અને સેન્સ ઓફ હ્યુમર વહેંચી આપતા જાય છે...

(પરદો ધીમેથી પડે છે.)

34016

'જામે જમશેદ',<br>બેલાર્ડ પીયર, કોટ, મુંબઈ.

અદી મરઝબાન<br>તા. ૧-૧-૫૨.

# પરિચય

મારી ઓફીસનું બારણું ઉઘડે છે અને એક અપ-ટુ-ડેટ સુટ બુટમાં સજ્જ થએલો માણસ દાખલ થાય છે, હું તેમને બેસવાનું કહું છું અને એ ગૃહસ્થ બેસતાંની સાથે જ માથા પરથી હેટ ઉતારે છે, હું એ ગૃહસ્થનું બોડકું માથું જોઈને હસી પડું છું. અને એ ચીડાઈને કહે છે કે મીસ્ટર હસો નહિ, સભ્ય બનો ! અને હુ ચૂપ રહુ છું. વિનયથી પુછું છું આપનું નામ, અને પ્રશ્ન સાંભળતાં જ તે હાથ પછાડીને કહે છે મને ઓળખતા નથી ? ધિક્કાર છે તમારા સાહિત્ય શોખ પર, હું મહેતા બેરીસ્ટર ! કાંઈ યાદ આવે છે ? મેં કહ્યુ ના, અને તે ગૃહસ્થ ચીડાઈને ઉભા થઈ જાય છે અને પુછે છે એક કામ કરશો ? મ્હેં કહ્યું બોલો ! અને તેણે પૂછ્યું.

'મસ્તફકીર નામના ગૃહસ્થને ઓળખો છો ?'

'હા'

'તો તેમનુ સરનામું આપો !'

'શું કામ છે !'

'મારે એનું ખૂન કરવું છે !'

'શું તમારો ધંધો ખૂન કરવાનો છે ?'

'હા, બોલો કાંઈ કામ છે ?'

'તમો ખૂન કરવાનો ચાર્જ શું કરો છો ?'

'સાતસો રૂપિયા.'

'કોઈ લેભાગુ ડોકટર કરતાં પણ વધારે ?'

'હશે ?'

'પણ આ મસ્તફકીરનું ખૂન કરવાનો હેતુ શું છે ?'

'તમો નથી જાણતા એટલે શું કહું.'

'પરંતુ આપ બેસો તો ખરા અને જરા સમજણ આપો એટલે સરનામું આપું.'

'મહેલાં સરનામું આપો !'

'તેઓ વિલાપારલા રહે છે.'

'મને એની ખબર છે'

'તો પછી મારું કપાળ શા માટે કુટી રહ્યા છો?

'રાતના એ માણસ મને મળતો નથી !'

'તો સવારે તપાસ કરો !'

'ભૂત કોઈ દિવસ સવારે બહાર નથી નીકળતા'

'તો આપ મ્હેતા બેરિસ્ટરનું ભૂત છો ?'

'હા'

'પરંતુ ફકીરને મારવાથી શું ફાયદો ? એ બિચારા હમણા જ ગંભીર માંદગીમાંથી ઉભા થયા છે છેલ્લે છેલ્લે તો એ ગેસ ઉપર હતા !

'મને એ વાતની ખબર છે !'

આવનાર ગૃહસ્થ મને ભૂત કરતા ભૂતોના ઇન્સપેકટર જેવા લાગ્યા, એટલે ધીરેથી પૂછ્યું "જો આપ માચી વાત કરશો તો હુ જરૂર તમારા કાર્યમાં સહાય કરીશ"

'તમો નથી જાણતા મીસ્ટર ૧૯૧૮ મા આ તમારા મસ્તફકીરે મારું સર્જન કર્યું હતુ 'વીસમી સદી' માસિકમા "બોડકું માથુ" નામે હાસ્ય વાર્તા લખી હતી, અને એ વાર્તાનું હું મુખ્ય પાત્ર હતો મારી મજાક એ શખ્સે ખુબ ઉડાવી હતી. અને પછી આજે ૩૨ વર્ષ થયા એ માણસ મને સદંતર ભૂલી ગયો છે, એના નામને બ્હાર લાવનાર હું મહેતા બેરીસ્ટર. આજે એની દુનિયામાંથી મરી ગયો છું. મને મારી નાખનાર એ મસ્તફકીર જ છે.'

ઉશ્કેરાયલા મહેતા બેરીસ્ટરને હું શાંત પાડુ છુ, અને સમજાવું છું કે મસ્તફકીર તમો કહો છો એવા માણસ નથી, તમારા જેવા અનેક પાત્રોનાં સર્જન એણે કર્યા છે પરંતુ ગુજરાતભરને હસાવવાના પુનિત કાર્યમાં આજે બત્રીસ વર્ષ થયાં એટલા બધા અટવાઈ ગયા છે કે તમારા જેવા ગૃહસ્થોને એ ભૂલી ગયા છે એ માટે તમારે ઉદાર હૃદયે માફ

રહ્યુ જોઈએ. મહેતા બેરીસ્ટર મારી વાત સાભળી ઠંડા પડે છે અને ફરી પાછો હેટ ઉતારે છે અને એમનો સાદ મુકેલો ટકો જોઇને હું પાછો હસી પડું છું.

મ્હેં વિનયથી પૂછ્યું 'કાંઈ ઠંડુ પીણું લેશો?'

'ડયુકનો ગુલાબ મંગાવ!'

મ્હેં કહ્યું : 'મી૦ મહેતા જમાનો બદલાઈ ગયો છે. પારલાનું ગ્લુકો કોલા લો.'

'મને કોલા ગોલા નહિ જોઇએ.'

'પણ એક વખત ચાખી તો જુઓ!'

અને ગ્લુકો કોલાના ટેસ્ટથી તેઓ ખુશ થયા.

ત્યાં બહાર ધાંધાટ મચી ગયો. બહાર નીકળીને જોઉં છું તો એક પંદર વીસ બૈરાંઓની લાંબી કતાર ઉભી છે. આગળ એક કાપડનો પડદો છે એ પડદા પર લખ્યુ છે "ભાભી સુધારક મંડળ" મ્હેં વિનયથી પૂછ્યું: 'બ્હેનો આપને શું કાંઈ ખાસ કામ છે?'

ટોળામાંથી એક બ્હેન આગળ આવીને પુછે છે.

'મસ્તફકીર અત્યારે ક્યાં મળશે?'

મ્હેં કહ્યું 'મુંબઈ સમાચારમાં તપાસ કરો.'

'ત્યાં નથી.'

'તો ખેપડી મોજ કે ચિત્રપટમાં જુઓ.'

'ત્યાં પણ નથી.'

'ચર્ચગેટના સ્ટેશન પર જુઓ બધી જુની ચોપડી વાળાને ત્યાં જોઓ.'

'ત્યાં સઘળે જોઈ આવ્યા!'

'શાયદાની ટોપી તપાસી?'

'એમા પણ નથી!'

'તો ઉભા રહો!'

'અમો ઉભા જ છીએ.'

દાઉદી વોહરાઓની સભા હોય કે ઘોરા હાલાઈ મેમણ જમાત હોય. અસ્ના-અશરી યુવાનોની સભા હોય કે આગાખાન સાહેબના ઇસ્માઇલી ખોજા ભાઇઓના મેળાવડા હોય એ બધી જગ્યાએ મસ્તફકીર ઘુમી વળ્યા છે, એમની હાજરી વગરની સભા સાવ ફીકી ફીકી લાગે. એઓ બોલવા માંડે ત્યારે હાસ્યના ફુવારા છૂટે. મસ્તફકીર જેટલા પુરૂષોમાં પ્રિય છે તેટલા જ સ્ત્રીઓમાં પણ જાણીતા છે.

મારા પત્ર 'વેણી'ના ખાસ અંકોમાં જો એમની એકાદ કૃતિ ન હોય તો વાચકોના ફર્યાદ કરતા પત્રો આવે. મસ્તફકીર જનતાના લેખક છે. જનતા માટે, ગુજરાતી ભાષા બોલનારી અને વાંચનારી જનતા માટે એમણે પોતાની જવાની વેડફી નાખી છે. અને આજે વૃદ્ધ થવા આવ્યા. છતાં હાસ્ય સાહીત્યની વાત આવે ત્યારે એવા જ જવાન બની જાય છે.

છેલ્લા બત્રીસ વર્ષ થયા તેઓ ગુજરાતી હાસ્ય સાહિત્યની સેવા કરી રહ્યા છે, અને સેવા પણ કેવી? એકધારી અને અતૂટ. અને એકલા હાસ્ય સાહિત્યની પણ નહિ 'મુંબઇ સમાચાર' જેવા ખરખસ પેપરના તંત્રી વિભાગમા વર્ષો સુધી તેઓ પોતાની કલમ લઇને પત્રકારિત્વ અને હાસ્ય સાહિત્યની સાથે સેવા કરી રહ્યા છે.

મસ્તફકીર આજના નેહરૂ યુગના માનવી છે, કોમ કોમ કે સાહિત્યમા જે વાડા છે તેને તેઓ માનતા નથી. નહીં તો ગુજરાતી સાહિત્યમા એક જમાનામાં નાગરોનું વર્ચસ્વ હતું અને આજે પણ છે. મસ્તફકીર જ્ઞાતીએ નાગર છે અને ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તક દ્વારા મસ્તફકીર નવો ચીલો ચીંધી રહ્યા છે. તેમના પુસ્તકની પ્રસ્તાવના મારા મિત્ર અને 'જામે જમશેદ'ના અધિપતી અદી મર્ઝબાને લખી છે. અને તેમનો પરિચય હું અહિં આપું છું. આ વાત જેટલી નવી તેટલી જ મહાન છે, એ મસ્તફકીરના વિશાળ હૃદયની પ્રતિતિ કરાવે છે.

આવા મસ્તફકીરની પીછાણ કરાવતાં મને આનંદ થાય છે.

વેણી કાર્યાલય,<br>૧૨ મી ખેતવાડી,<br>મુંબઈ ૪.

**બહરી કાચવાલા.**

# હું જીવતો છું

**મ્હારી** છેલ્લી માંદગીમાં જ્યારે ડૉક્ટરોએ મારા જીવવાની આશા છોડી દીધી હતી ત્યારે વર્તમાનપત્રના [illegible] પત્રકાર મિત્રોએ મ્હારી (સ્વર્ગસ્થ મસ્તફકીરની) કારકિર્દીની નોંધ લખી તૈયાર રાખી હતી. તે દરમ્યાન મ્હારા પ્રકાશક મિત્ર ભાઈ નંદલાલ ઠક્કરે મ્હને કહેલ કે તમારે જીવવું જ પડશે અને 'હું મરી ગયો છું' એવી જાહેરાત સાથે તમારું પુસ્તક મ્હારે હજી પ્રગટ કરવું છે.'

મ્હારી સારવાર કરનાર ડૉક્ટર મિત્રોની મ્હેનત, પ્રકાશકની શુભ લાગણી, 'મુંબઈ સમાચાર'ના માલીકો, રોજના તંત્રી અને મ્હારા મુરબ્બી શ્રી. સોરાબજી કાપડીઆ અને અનેક મિત્રો સંબંધીઓની શુભ: લાગણી દ્વારા પરવરદીગાર–પરમાત્માની કૃપા થકી મ્હારી જીવનદોરી તૂટતી તૂટતી રહી ગઈ. અને આ મારું પુસ્તક ''મસ્તફકીરની મહેફીલ'' વાચકોના કરકમલમાં રજુ થઈ શક્યું એમાટે વાચકોએ મારા પ્રકાશક અને મિત્ર એન. એમ. ઠક્કરની કંપનીવાળા ભાઈ નંદલાલ મોહનલાલ ઠક્કરનો અહેસાન માનવો રહ્યો.

મારાં આ પુસ્તકની પ્રસ્તાવના મેં 'જામે જમશેદ'ના અને 'ગપસપ'ના તંત્રી જાણીતા પત્રકાર અને હાસ્ય લેખક શ્રી. અદી મર્ઝબાન પાસે લખાવી છે, અને પુસ્તકમાં મારો પરિચય 'વાસુ'ના તંત્રી મારા જુના મિત્ર શ્રી. બદરી કાચવાળાએ લખ્યો છે. નહેરના હિંદમાં રાજકારણમાંથી આપણે કોમવાદને દેશવટો દીધો છે. તો સાહિત્યમાં હીંદુ સાહિત્ય, પારસી સાહિત્ય, અને મુસ્લીમ સાહિત્યના અલગ અલગ વાડાઓ ન જોઈએ એમ હું માનું છું. તેથી સાહિત્ય ક્ષેત્રના એ વાડા ભુંસી નાખવા મેં આ પુસ્તકમાં નવો ચીલો પાડ્યો છે.

પુસ્તક ભાઈ નંદલાલે અતિ ઝડપથી તૈયાર કર્યું છે. તેમાં ખૂબી આવી હોય તો તેમાં જશ તેમને છે. કારણકે લેખોની પસંદગી અને ગોઠવણી એમની છે. અને બાલવિનોદ કાર્યાલયવાળા શ્રી. નાગરદાસ પટેલ જેઓ મ્હારા દરેક પુસ્તક પ્રકાશનમાં પ્રથમથી જ રસ લે છે, તેમનો આભારી છું. બાકી પુસ્તક કેવું લખાયું છે અને તૈયાર થયું છે, તેના સાચા પરીક્ષક તો ગુજરાતી વાચક આલમ જ છે.

વીલેપાર્લા, બાર બંગલા,
તા. ૨૬-૧-૫૧.
આઝાદ દીન.

અસત ફૈજ઼ર.


રેલ્વે — વીમાન — સ્ટીમરની ટીકીટો
અમારે ત્યાં બુક કરાવો.

# તુલસીદાસ ખીમજી

(૫૦ વરસની જુની સ્થપાએલ)

એજન્ટસ:

## એટલાસ એસ્યોરન્સ કું. લી.

(ઇંગ્લાંડમાં સ્થપાએલ)

કલીઅરીંગ, ફોરવડીંગ, શીપીંગ, કોલ, ઇન્સ્યુરન્સ, ટ્રાવેલ, અને ટુરીસ્ટ એજન્ટસ.

૪૬, ચર્ચગેટ સ્ટ્રીટ, મુંબઇ ૧.

ફોન: ૩૨૦૮૪-૫-૬ ગ્રામ: Nachiketa

# તમો કોઈ વાત છુપાવી શકો ખરા?



૧૮૯૫ ની સાલમાં મુંબઈ શહેરના માત્ર થોડાક જ નાગરીકોને જણાયું કે કાનપુર વુલન્સ ડેપો એ—નામથી જાણીતા સ્ટોરમાંથી ખરીદતાં તેઓને ઉત્તમ પ્રકારની સેવા મળી શકતી હતી. આવા પ્રકારની સેવા માટે તેમને કશું પણ વધારે આપવું પડતું ન હતું તેઓ સ્વાભાવિક રીતે આ વાત છુપાવી શક્યા નહિ, જેથી કરીને આજે ડેપોને, હજારો સદ્ધર ગ્રાહકો છે, જેમણે કાપડ—સ્વેટર, મોજાં, ગંજી, પગરખાં, મુસાફરીનો સામાન, છાવણી માટેનો સરંજામ, ઉનનાં કપડાં વિગેરેનું ખરીદ કેન્દ્ર બનાવ્યું છે. તેઓ બધી ઉમદા ચીજો વ્યાજબી ભાવમાં મેળવે છે. અને અમારી ઉત્તમ સેવાનો લાભ ઉઠાવે છે. તો તમે પણ શા માટે લાભ નહિ ઉઠાવો?

## કાનપુર વુલન્સ ડેપો

(હિન્દનો આગેવાન ડીપાર્ટમેન્ટલ સ્ટોર)

સરકારી અને રેલ્વેના કોન્ટ્રેક્ટરો.

ચર્ચગેટ સ્ટ્રીટ,
મુંબઈ, ૧.

સ્થાપના : ૧૮૯૫
શાખાઓ નથી.

## હેવકરણ નાનજી બેંકીંગ
## કંપની., લીમીટેડ.
૫૩ શાખાઓ

ટેલીગ્રામ્સ: 'હેનાબેંક'
મેનેજીંગ ડીરેકટર: અવિનાશચંદ્ર વ. ગાંધી.

---

## હેવકરણ નાનજી ઈન્સ્યુરન્સ
## કંપની., લીમીટેડ.
જીંદગી * આગ * મોટર

ટેલીગ્રામ્સ: 'હેવઈન્સ્યોર'
મેનેજીંગ ડીરેકટર: હિંમતલાલ વ. ગાંધી.

---

## હેવકરણ નાનજી ઈન્વેસ્ટમેન્ટ
## કંપની., લીમીટેડ.

ટેલીગ્રામ્સ: 'હેનાટ્રસ્ટ'
મેનેજીંગ એજન્ટસ: હેના સન્સ લીમીટેડ.

---

## હેવકરણ નાનજી પ્રીન્ટીંગ
## એન્ડ પબ્લીશીંગ કું., લી૰

ટેલીગ્રામ્સ: 'હેનાન્યુઝ'
મેનેજીંગ ડીરેકટર: લક્ષ્મીકાન્ત શા. દાભોળકર.

---

## હેના સન્સ લીમીટેડ

ટેલીગ્રામ્સ: 'સીવરધી'
મેનેજીંગ ડીરેકટર: લલિતચંદ્ર સી. ડી. નાનજી.

---

હેડ ઓફીસ:

દેવકરણ નાનજી બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ.

# ૧. સ્ટેડીઅમમાં ફઈબા

“મોટા” જડાવ ફઈબા બોલ્યાં. “આ બધા તાળીઓ વગાડે છે તો હવે ભવૈયાનો વેશ ક્યારે આવશે?”

“ફઈબા, આ તો રમનારા બહાર પડ્યા તેની તાળીઓ પડી છે.”

હકીકત એમ હતી કે દેશમાંથી તાજાજ આવેલા સાઠ વર્ષના મારા ફઈબાને બ્રેબોર્ન સ્ટેડીઅમમાં ક્રીકેટ મેચ જોવા લઈ ગયો હતો. હિંદુ જીમખાનાના સ્ટોલની બે ટીકીટો મેં એક મારા માટે અને એક ફઈબા માટે ખરીદી હતી. ફઈબાએ આખી જીંદગી કાઠીયાવાડમાં આવેલા એક મધ્ય પ્રદેશમાં જ કાઢી હતી. એમના અને મારા સદ્ભાગ્યે મારા ફુઆ હજી પંચોતેર વર્ષની ઉંમરે પણ બેઠા હતા. એટલે વર્ષ સાઠની ભરતીએ આવ્યાં છતાં મારા જડાવ ફઈબા કપાળે મોટો લાલ કંકુનો ચાંદલો કરતાં અને ઘરડે ઘડપણે પણ સૌભાગ્યવતીના વસ્ત્રો પહેરતાં. જુવાનીના સમયની એમની સોનાની બંગડીઓ અને પગમાં ચાંદીના કલ્લાં હજી ચાલુ જ હતાં—જીંદગીમાં પોતાના ગામડામાંથી બહાર ગયાં નહોતાં. મારા પિતાશ્રીને એકના એક બ્હેન હતા. મારા પિતાશ્રીને બીજા કોઈ ભાઈ નહોતા. એટલે કાકા, ફઈબા કે જે કહું તે બધામાં જડાવ ફઈબા જ હતા, અને તેથી ઘણી વખત મારી બા તો મશ્કરીમાં કહેતાં પણ

ખરાં કે "એ ફઇનિ મૂછ હોત તો કાકો ન કહેત." મારી બાએ એ શબ્દો ફઇબાની પ્રસંશા માટે વાપરેલ હતા, કે પોતાની નણંદનો કટાક્ષ કરવા, એ રહસ્ય હું હજી સમજી શકયો નથી, ફઇબાને કૈં પણ સંતાન ન્હોતું. એમના પિયરના કુટુંબનો નજીકમાં નજીકનો ભત્રીજો હું જ હતો એટલે તે મારા ઉપર દિકરા જેટલું જ વહાલ રાખતાં. ફુઇ ફુઆ પાસે થોડી પુંજી હતી. ગામમાં ખેતરો, દુકાન અને બીજી મીલ્કત હતી. એટલે મને ફઇ અને ફુઆ વધારે ગમતા. હાઇસ્કુલમાં અભ્યાસ કરતાં; રજાઓ પડે ત્યારે અને કોલેજના અભ્યાસ દરમ્યાન રજાઓ પડે ત્યારે હું એમને ગામ રજાઓ ગાળવા જતો. આ વખતે નાશીકની જાત્રા કરી પાછા ફરતાં ફઇબા મારે ત્યાં ઉતર્યાં હતા અને તે વખતે મેચ શરૂ થવાની હોવાથી હું ફઇબાને મેચ જોવા લઈ આવ્યો હતો.

* *

જે ડોશીએ ગામડામા ભવૈયા કે રામલીલા કે સ્ત્રીઓના ગરબા અને પુરૂષોના દાંડીઆરાસ સિવાય બીજું કંઈ પણ જોયું ન હોય તેના પર મુંબઇની ક્રિકેટ મેચ જોવાથી કેવા પ્રત્યાઘાતો થાય છે એ જોવા મારી ટીખળી વૃત્તિ ઉશ્કેરાવાથી હું ફઇબાને મેચમા ઘસડી લાવ્યો હતો. મેચ શું? ક્રિકેટ શું? એની કશી ગતાગમ ફઇબાને ન્હોતી એટલે જ મેચની રમત જોઈ, એ ચાલુ નુકતેચીની કર્યા કરતાં તેથી એ જીમખાનાનાં સ્ટેલમાં ઘણા લોકોને બહુ જ મઝા પડતી અને ફઇબા આવ્યા ત્યારથી અમારા વિભાગમાં હાસ્યનું આછું વાતાવરણ જામી ગયું હતું.

* *

ફઇબાએ ભવાઈ કયારે આવશે એ ટીકા કર્યાં પછી બીજું કંઈક બોલવા જતાં હતાં એ પહેલાં જ મેં કહ્યું કે "ફઇબા, તમારાં ચશ્મા હું લાવ્યો છું."

"ચશ્માને શું કરવાં છે? મને નરી આંખે રૂડું દેખાય છે; એ ચશ્મા તો ભાગવત વાંચવાનાં છે."

ફઇબાંનો જવાબ સાંભળી હુ જરા ભોઠો તો પડી ગયો. પણ પછી મને યાદ આવ્યું કે ઘરમા ચશ્માના ડાબલા આંખે ચડાવી ફઇબા ફરતાં હતા તે તો માત્ર ભાગવત અને ગીતા વાંચવા માટે અથવા મારી સ્ત્રી રસીલાને ચોખા વીણી આપવા માટે એમના એ ચશ્મા ખોળતા હતાં.

બીજી વાત મને યાદ આવતાં મેં હોશથી કહ્યુ કે "જડાવ ફઇબા, હું તમારી તપકીરની દાબડી પણ લાવ્યો છુ."

"કેવો ડાહ્યો દીકરો!" જડાવ ફઇબા બોલ્યા અને મેં આપેલી દાબડી તરત ઉઘાડી તેમાંથી તપકીરની મોટી એવી ચપટી નસકોરામાં ભરાવી. આખું મેદાન સાંભળે તેમ ફઇબાએ બે ત્રણ મોટી છીંકો ખાધી, અને આખા વિભાગમાં તપકીર વેરી દીધી અને ફઇબાની સાથે બીજી વ્યકિતઓ પણ છી કાછીક કરવા લાગી.

રમનારાઓ તરફ જોઈ ફઇબા બોલ્યાં "મોટા, પેલા બે જણા હુડીયાપટ્ટી શું કર્યાં કરે છે?"

"ફઇબા એ તો 'રન' લે છે"

"તે સીધે સીધા ઉભા રહીને રમતા હોય તો શું ખોટું!"

"ફઇબા પેલો જે દડો આવે છે અને પેલા લાકડના ધડકાવતી ફટકો મારી એ દોડે છે અને બીજાઓ દડા પકડવા દોડાદોડી કરે છે."

"એ લાકડાનાં પાટીઆનું નામ શુ? તારો બબો સવારેજ રમતો હતો અને તેનો દડો તો સફેદ હતો."

"ફઇબા, એને બેટ કહે છે. એ બેટથી દડાને મારવામાં આવે અને અહીંયા જે રમવામા આવે તે તો ચામડનો હોય અને બાબાને વાગે નહિ તેથી તેને મેં રબ્બરનો દડો અપાવ્યો છે"

એટલામાં એક રમનારાએ બાવર બાઉંડરી મારતાં મેદાનમાં તાળીઓનો જબરો ખળભળાટ થયો એટલે ફઇબા જરા ચીડાઇને બોલ્યાં કે

"એટલું બધું તે શું થયું? ઓલા લાંબા રમનારે એવો તે ક્યો જંગ બોલ્યો કે બધાં આટલા ખુશ થઈ ગયા?"

"ફઈબા એણે ઓવર બાઉંડરી મારી."

"મોટા, 'ઓવર બાઉંડ' એટલે શું?"

"જુઓને ફઈબા, પેલો બેટ વતી દડાને ફટકાવે અને દડો મેદાનની કોરની પેલી બાજુ પહોંચી જાય જુઓને પેલા વાવટાઓ ખોડ્યા છે ત્યાં એ 'બઉંડરી' કહેવાય અને લુગડાના પડદાઓ ઉભા કર્યાં છે તેની ઉપર થઈને દડો ઉડે તેને 'ઓવર બાઉંડરી' કહેવાય."

બાઉંડરી અને ઓવર બઉંડરીની વ્યાખ્યા ફઈબા સમજ્યા હશે કે કેમ એ વિષે તો હું વિમાસણમાં પડી ગયો હતો પણ ફઈબા માથું હલાવ્યાં કરતાં હતાં અને થોડા વખતે આંખો મીંચી બોલ્યાં કે, "લાકડાના ધોકાથી મારે તેમાં શું? દડાને આઘો ઠેલે તેમાં શું? લાવ મને એક પાણકો લાવી આપ તો હું અહિં બેઠી બેઠી ઘા કરું અને પેલા પડદાની ઉપર થઈને જાય."

ફઈબાના છેલ્લા શબ્દોથી મને ખાતરી થઈ કે ફઈબા બાઉંડરી અને ઓવર બાઉંડરી વચ્ચેનો તફાવત બરાબર સમજ્યા હતા.

થોડીવાર રમનારાઓ તરફ જોઈ રહી ફઈબાએ ટકોર કરી કે "પેલો દડો ફેંકનારો સીધો ઉભો ઉભો દડો નાખે તો ન ચાલે?" મારો રોયો નખરાં કેટલા કરે છે? ટોપસું જમીન ઉપર નાખી દે છે. પાછે પગે વીસ કદમ જાય છે અને પછી ઠેકડો મારીને દોડતો આવે છે અને પછી હાથ આખો ફેરવી દડો ફેંકે છે તેના કરતા તે સીધો ઉભો ઉભો ફેંકતો હોય તો શું થાય?"

"ફઈબા, દડાને જોર ને વેગ આપવા માટે આ બધું કરવું પડે. આ દડો તો બહુ ઝપાટાથી નાંખવો પડે."

"પેલી [illegible] લાકડીઓ શું કરવા ખોડી છે?" ફઈબાએ વિકેટો તરફ જોઈ પૂછ્યું.

"ફઇબાં એનું નામ વીકેટ કહેવાય અને દડો નાંખનારો એકાદી આકડીને દડાથી ઉડાડી નાખે તો તેની આગળ ઉભો રહી રમનારો હાર્યો કહેવાય."

"તે સોગઠાબાજીની માફક દડાવાળો એ ત્રણ દાંડીઓ પાસે દોડી જઈ પોતાના હાથથી વીખી નાખે તો શુ થાયો?"

"ફઇબા આ રમતમાં એમ ન ચાલે—આવતો દડો નાખવો જોઇએ અને પેલા લાકડાના ધોકાવાળાને ફટકો મારવાની તક આપવી જોઇએ અને બધું નિયમ અને ધારાધોરણ પ્રમાણે થાય."

"બળ્યા તારા ધરાધોરણ. મને તો આ બધું છોકરાની રમત જેવું લાગે છે. તું કરીકેટ-કરીકેટ કહેતો હતો અને બઉ વખાણ કરતો હતો પણ અહીં તો બધી હડીઆપટ્ટી—ટોળાળા અને તાબડા ફોડવાનીજ વાતો છે. કંઈ ગરબા બરબા હોય તો ઠીક. આ કરતા તો હું દેવદર્શને ગઈ હોત તો સારૂં હતું.!"

ફઇબાની વાતો સાભળી અમારા વિભાગમાં વારંવાર હાસ્યના મોજાં ઉભરાતાં હતાં. ફઇબાની નજર અમારા વિભાગમા પેલી લાઇન ઉપર બોબ્ડ હેરવાળી એક યુવતી ઉપર પડી અને તેની તરફ થોડો વખત ટીકી રહી ફઇબા આખો વિભાગ સાંભળે તેવી રીતે બોલ્યા કે "મોટા, પેલો છોકરો છોરીનો વેશ પહેરી કેમ આવ્યો હશે?"

ફઇબાનો આ ધડાકો સાંભળી હું ચમકી તો ગયો અને એમને ઠંડા પાડવા મેં ધીમેથી કહ્યું કે "જડાવ ફઈ, એ છોકરો નથી બાયડી છે."

"રાંડે ચોટલો શું કામ કપાવી નાખ્યો છે?"

આ શબ્દો પેલી બોબ્ડ હેરવાળીને કાને પડ્યા તેથી તે ચીડાઈ પોતાની જગ્યા આગળ ઉભી થઈ ગઈ, ફઇબા તરફ તિરસ્કારથી જોયું. અને એમનો જુનવાણી દેખાવ જોઈ એ ફેશનેબલ બાઇનો ગુસ્સો જરા ઓગળી ગયો અને તે મારા તરફ જોઈ બોલી કે "મીસ્ટર આ માજીને અહીં શા માટે ઉપાડી

લાવ્યા? મંદિરમાં મૂકી આવવાં હતાં ને કે ત્યાં બેઠાં બેઠાં સાળા ફેરવત. આવાં ઘરડાં ગમાર આવી જગ્યાએ ન શોભે."

આ મેણું સાંભળી જડાવ ફઇનો જુસ્સો ઉકળી આવ્યો. ગામડામાં જીવન ગાળેલું હોવાથી એ રાતીરાયણ જેવાં હતાં. એ તો ઉભા થઈ ધાંટા પાડી બોલવા મંડયાં કે "વાલા મુઇની, ન ભાઇની, ગમાર તારી મા અને તારો બાપ—છતે ધણીએ ચોટલા કપાવે છે. અને વળી ડાહી થાય છે? એક તો માઇકાંગલી છે—મારા હાથની એક પડશે તો વાંકી થઈ જશે."

આ વખતે વિભાગના બીજા સજ્જનોએ ઉભા થઇ ફઇબાને ઠંડા પાડયા.

રમતમાં રસ ન પડવાથી ફઇબાએ બીજા એક બે પ્રશ્નો કર્યા. એ બોલ્યાં કે "મોટા, આપણે સ્ટેશન આગળથી આવતાં હતા ત્યારે પેલા ઉંચા થાંભલા ઉપર પેલા કોક પારસીને શું કરવા ઉભો રાખ્યો હતો?"

"ફઇબા, એ તો સર દિનશાહ વાચ્છાનું પુતળું હતું."

"પણ કોઈ અડે નહિ એટલે ઉંચે કેમ રાખ્યો હતો? અને તે કાળો કાળો કેમ હતો?"

"ફઇબા, એ તો કાંસાનું પુતળું હતુ એટલે કાળું જ હોય?"

"મોટા, મેદાનની કોર પર એક આંખે ચશ્માવાળો અક્કડ થઇને ખુરશી ઉપર કોણ બેઠો હતો?"

"ફઇબા, એ તો આગળનાં અંગ્રેજ—પ્રધાન મી. મોંટેગ્યુ હતા."

"તારા ફુઆ જુવાનીમાં મારી જોડે અકડતા ત્યારે ઢોલીઆની કોર પર એમજ અક્કડ થઇને કમ્મરે કોણી ટેકવી બેસતા."

"મારા ફુઆ હિંદી પ્રધાનથી ક્યાં ઉતરે તેવા છે?" આ સાંભળી વિભાગમાં ફરી હસાહસ થઈ રહી પણ ફઇબા કૈં સમજ્યા નહી. હજી ફઇબાનો વધુ વાર્તાલાપ ચાલત પણ ત્યાં એક રમનારાએ બોલને એવો તો ફટકો

લગાવ્યો કે તે બોલ સીધો અમારા વિભાગમાં ફઇબા તરફ આવ્યો. ફઇબાએ ઉભા થઈ પોતાના રાંઠોડી હાથોએ બોલને ઝીલી લઈ પેલી બોબ્ડ હેરવાળીના બરડા ઉપર જોરથી ફેંક્યો અને કહ્યું કે "લે, રાંડ, લેતી જા!"

પેલી પોતાની છત્રી લઇને ફઇબા તરફ ધસી આવી પણ ફઇબા મુઠ્ઠીવાળીને સામનો કરવા તૈયારજ ઉભાં હતા. આખરે હું અને બીજા બે ત્રણ જણાઓ ફઇબાને સમજાવીને સ્ટેડીઅમની બહાર લઈ ગયા અને બાવડીવાળાનું મીઠું જળ પાઈ ટેક્સીમા બેસાડી સીધો ઘેર લઈ આવ્યો અને સોગન લીધા કે જુનવાણી માજીઓને કોઈ પણ ક્રિકેટ મેચ બતાવવી નહિ.



# ૨. છનાકાકાની છત્રી

ઘણા કીસ્સામાં રોમાંચક પ્રસંગો ખાસ કલ્પવાની જરૂર નથી. જીવનનાં નિત્ય વ્યવહારમાં આંખ ઉઘાડી રાખીને ચાલીયે અને નિરક્ષક શક્તિ સતેજ હોય તો ડગલે ને પગલે હળવી હવા ઉત્પન્ન કરે એવા પ્રસંગો જોવા મળે છે. વધુ ખુબીની વાત તો એ છે કે એ પ્રસંગો સાચા હોય છે—જીવનમાં બનેલા હોય છે, અને કોઈ કોઈ દાખલામાં તો જડ વસ્તુ પણ પોતાનો હાસ્યહાસ રચી જાય છે.

અમારાં પારાનો જ દાખલો લ્યો: અમારા ગામનાં છનાભાઈ મે મહીનો આવ્યો ત્યારે મારવાડમા તેમનાં વતન ગયા, અને જુનની શરૂઆતમાં મુંબઈ પાછા આવ્યા. ચોમાસું આવી લાગશે એ ભયથી મારે પોતાને તો રૂા. ૧૮)ની નવી છત્રી વસાવવી પડી હતી. નવી છત્રી ખરીદવા મેં છનાભાઇને ઘણાયે સમજાવ્યા હતા, એ મારા પડોશી હતા પણ મને તો પૈસાની કીંમત નથી એમ કહી એ દેશમાંથી એમની જુનીજ છત્રી પાછી મુંબઈ લઈ આવ્યાં હતાં.

છનાભાઇની આ છત્રી તેમણે ૧૯૩૩માં લીધી હતી. ત્રણ ચાર વર્ષ વાપરી હતી ને પછી મારવાડમાં એમના ગામ એમના ઘરમાં, પટારામાં એ મુકી આવ્યા હતા. વચમાં કેટલાક વર્ષો સુધી એમને ત્યાં રહેતા બીજા સગાંઓ ને માણસોની છત્રી એ વાપરતા. આ વર્ષ એમાંના ઘણાંખરા માણસો વતનમાં જતા રહેવાથી તેમને ૧૧ વર્ષ પહેલાની પોતાની જુની છત્રીને બહાર કાઢવી પડી હતી.

એ છત્રી ૧૬ સળીયાની મુંબઇનાં જાણીતા મેકરની અને મજબુત દાંડાવાળી હતી. એનું કાપડ પણ ઘણું જ મજબુત હતું. છત્રી છનાભાઇએ વતનના પટારામાં રાખી મુકેલી હોવાથી ઉંદરનો હાથ પડવા પામી હતી નહિં, એટલે એનું કાપડ એ ૧૧ વર્ષે જ્યારે મુંબાઈ આવી, ત્યારે પણ ચાખીશુદ્ધ રહ્યું હતું. પણ છનાભાઇએ ઉઘાડીને જોતાં, છત્રીનાં ક્ષેત્રફળમાં ટાંચણીનાં માથા જેવડાં ૧૧૦ કાણાં પડેલા માલુમ પડયાં.

મેં ગણ્યા ન હતા પણ છનાભાઇએ ગણ્યા હતાં. છનાભાઈ વેપારી બુદ્ધિના માણસ છે, દરેક કામ ગણતરીથી કરે છે. કોઇને ત્યાં મળવા જાય તો દાદરનાં કેટલાં પગથીયા ચઢવા પડયા તે વાત તેમને યાદ રહે તેમ પોતાને ત્યાં મહેમાન જમવા આવે ત્યારે તેમણે કેટલા ડઝન પુરી ખાધી હતી અને કેટલા માપના દાળ, શાક આરોગ્યા હતા એ વાત પણ તેઓ ભુલતાં નહિં. આવા ગણતરીબાજ સ્વભાવના હોવાથી મુંબઈ આવ્યા પછી છનાભાઈ પોતાની છત્રીમાં પટારાની અંદરનાં જીવડાઓએ પાડેલા બારીકમાં બારીક કાણા પહેલે જ દિવસે ગણી કાઢયાં હતાં અને તે કાણાં ૧૧૦ થતાં હતાં. પણ છત્રીના ગુંબજમા, આકાશના ગુંબજની અંદર, ટપટપતા તારાઓના ઝુમખાઓની માફક એ નાનાં બાકોરા વેરવિખેર પડેલાં હોવાથી, એ હાલતમા પણ છત્રી છનાભાઇનુ વરસાદથી રક્ષણ કરી શકે તેવી હાલતમા હતી.

અમે પડોશી અને મિત્રોએ ૧૧ વર્ષની આ જુની છત્રીને પેન્શન આપી નવી છત્રી વસાવવા છનાભાઇને ખુબ ખુબ મેણાં ટોણા માર્યા ત્યારે તે જરાક પીગળ્યા ને આખી છત્રી નવી નહીં પણ તેનું કાપડ નવું નખાવવાં એમણે કબુલ કર્યું.

એક દીવસ હું અને છનાભાઈ અબ્દુલ રહેમાન સ્ટ્રીટમાં અને પાયધુનીની છત્રીઓની મોટી દુકાન આગળ એ ૧૬ સળીયાની છત્રી માટે નવા કાપડની પડપુછ કરવા દુકાને દુકાને ફર્યાં પણ છનાભાઇના દીદાર અને છત્રીની હાલત નીહાળી દરેક દુકાનદારે "મહારાજ હમણા ઘરાકી બહુ જ છે પછી આવજો" એમ કહી છનાભાઇને ટાળ્યાં.

નાવી દુકાનોએ છત્રી માટે નવુ કાપડ નહીં જ સાપડે એમ પ્રતીતી થતાં છનાભાઇએ છત્રીનું કાપડ બનાવનારા મુંબાઇમાં જેટલા કાપડના કારખાના હોય ત્યાં આટો મારી આવવાનો નીશ્ચય કર્યો. એક અમાસને દીવસે બજાર બંધ હતી ત્યારે હું અને છનાભાઈ ચની રોડ જંક્શન આગળ રંગારી મોહલ્લામાં અને ક્રાફડ માર્કીટ પાસે આવેલી એક ગલીમાં જ્યાં પરદેશથી મંગાવેલા દાંડા અને સળીઆઓને ગોઠવી તેના ઉપર કાપડ ચઢાવી છત્રી બનાવવામાં આવતી એવાં ચાર પાંચ કારખાનાઓમા ફર્યાં. એક કારખાનામાં છનાભાઇની છત્રી ઉપર નવું કાપડ ચઢાવી આપવા માટે કારખાનાવાળાએ ૧૨ રૂપીઆ માગ્યા, બીજાએ વળી ૧૪ નો ભાવ કહ્યો, ત્રીજાએ નવનો કહ્યો ને ચોથાએ રૂ. ૮ નો ભાવ આપ્યો. અને આઠના ભાવ આપનારે બે ત્રણ જાતનાં કાળા કાપડનાં નમુનાના કટકા પણ છનાકાકાને આપ્યા.

છેલ્લા આઠ રૂપિયા કહેનાર કારખાનાવાળાને ત્યા છનાકાકા નવું કાપડ ચઢાવવાં પોતાની છત્રી મુકી આવશે એવી મારી ધારણા હતી અને કાકાનો વિચાર ત્યાં છત્રી મુકવાનો જ હતો. પણ બીજા કારખાનાવાળાઓની સરખામણીમાં જરા ભોળા એવા એ કારખાનાવાળાએ માણસ ઓળખ્યા વગર છનાકાકાને નમુનાના કેટલાક કટકા આપ્યા એટલે જ એ સોદો ત્યા પાર પડયો નહિ.

તે દિવસે સાંજે ઘરે પાછા ફરતા છનાકાકાએ મારી આગળ પોતાની બીજી ગણતરીની વાત કરી. એ ગણતરી એ હતી કે બીજે દિવસે વહેલી બપોરે એ પાછા દરેક કારખાના આગળ જઈ નમુના માગી આવે અને

નમુનાના કટકાઓથી જ, જુની છત્રી ઉપર અમારા પરાંના મેરાઈ આગળ જ થીગડાં મરાવી દેવા.

એમનાં કંજુસ સ્વભાવથી કંટાળી મેં એમની સાથે જવાનું માંડી વાળ્યું હતું એટલે બીજે દિવસે છનાકાકા એકલા જઈ દોઢ ડઝન જેટલાં નમુનાના ટુકડાઓ માગી લાવ્યા હતાં. અને અમારા પરાના મેરાઈ આગળ છત્રીને ઠેકઠેકાણે થીંગડાં મરાવી દીધાં હતાં.

આ થીંગડાંથી ગમે તેવા મુશળધાર વરસાદથી છનાકાકાનું રક્ષણ થાય તેમ હતું પણ થીંગડાને લીધે છત્રી કોઈ ભીખારીની હોય એવું લાગતું હતું. તહેવારના દિવસે બાબુલનાથ આગળ અથવા તો ચોપાટી પર બાવા ને ફકીરો જે જાતની છત્રી જમીનમાં ખોસી અડ્ડો જમાવે છે એવી એ શોભતી હતી. એટલે અમે ફરી અમારી ટકોર શરૂ કરી એટલે અમારી સામેનાં બંગલામાં રહેતા—ગુલાબદાસ નામનાં એક સાધનસંપન્ન માણસે પોતાને ત્યાં છત્રીનાં બરનું કાળું કાપડ છે, અને એ છનાભાઈને મફત જ આપી દેશે એવું વચન આપતાં, છનાભાઈએ, ગુલાબદાસભાઈને ત્યાં ઉઘરાણીએ જવાની શરૂઆત કરી

એક રવીવારે હું ને છનાભાઈ ગુલાબદાસને ઘરે ગયા ત્યારે તે બપોરની ઉંઘમાંથી તાજા જ ઉઠયાં હતાં એટલે એમનો મીઝાજ બરાબર નહતો છતા પણ એમણે હસીને છનાભાઈને કહ્યું કે કપડું કપડામાં બીજા કપડાની સાથે મુકાઈ ગયું છે. તમો આવતા રવીવારે આવો.

એ પછીના રવીવારે અમે પાછા ફરી ગુલાબદાસના ઘેર ગયા ત્યારે તેમને ત્યા મહેમાનો આવ્યા હોવાથી જમણવાર ચાલતું હતું એટલે એમણે બહાર આવી છનાભાઈની ક્ષમા માગી બીજે શનીવારે આવવા કહ્યું.

બીજે શનીવારે વહેલી બપોરે અમો તેને ત્યાં જઈ પહોંચતાં ગુલાબદાસભાઈ સુવાની તૈયારી કરતા હતાં એટલે એમણે ચીઢાઈને કહ્યું, "છનાભાઈ રાત્રે આવજો હમણાં હું સુઈ જાઉં છું." અમો વીલે મોઢે

પાછા ફર્યાં. એ દિવસે રાત્રે પાછા ગુલાબદાસભાઈને ત્યાં ગયાં અને છનાભાઈ પેલાં કાળાં લુગડાની વાત છેડી એટલે ગુલાબદાસ જરા ચીઢાઈ ગયાં ને બોલ્યા કે "ક્યાં ભોગ લાગ્યા કે મેં તમને લુગડું આપવાનું વચન આપ્યું, મારે આપવું હશે તો જરૂર આપીશ પણ તમો આમ પાછળ ન લાગો, આ તો તમે માગ લહેણીયાત હો તેવું લાગે છે"

છનાભાઈએ પોતાના ધંધાના અંગે ઘણીએ ઉઘરાણી કરેલી, અનેક પ્રકારના માણસોનાં સંબંધમાં આવી ગયેલા એટલે ગુલાબદાસનાં ગુસ્સાવા એમના શરીરનુ રૂવાટુ સરખું પણ ફરક્યુ નહીં, ઉલ્ટુ ઠંડા કલેજે એમણે ગુલાબદાસને કહ્યું કે, પંદર દહાડા પછી કાગળ લખી યાદ આપું કે રૂબરૂ આવુ ?

છનાભાઈની આ નફટાઈ જોઈ ગુલાબદાસ ચીઢાઈને બોલ્યા કે "તમો તકલીફ ન લેતાં ને કાગળ ન લખતાં, પંદર દીવસમા કપડુ શોધી કાઢી મારા રામા જોડે હુ જ તમને મોકલી દઇશ તમારા જેવા ચોટડું માણસથી તો ભાઈ તોબા"

"એ ગુંદુરીયાપણુ ન કહેવાય પણ ખંત નામનો વખાણવા લાયક ગુણ કહેવાય". છનાભાઈ બોલ્યા. "મારા જેવા ખંતીલા માણસો જ ચીવટાઇથી સેવા કરે તો પ્રભુ પણ પસંદ થઈ દર્શન દે અને તમારા જેવા છત્રીનુ લુગડું આપે. ભલે હું પંદર દિવસ રાહ જોઇશ."

પંદર દિવસ વીતી ગયાં. પણ ગુલાબદાસનો રામો કંઈ કપડું લાવ્યો નહિ એટલે દેશીરાજનાં શીરસ્તેદારો તુમાર લખે તે ભાષામા છનાભાઇએ ગુલાબદાસને પત્ર લખ્યો ને તેમને યાદ આપી કે તમે આપેલા વચન પ્રમાણે મારી છત્રી માટેનું કાળું કપડુ હજુ મને મળ્યું નથી. તમારા રામાને મારા અને તમારા મકાન વચ્ચે અઢાર વારનું છેટુ ચાલવા તકલીફ પડતી હોય તો હું પોતે જ લેવા આવું.

પ્રત્યુત્તરમાં ગુલાબદાસે પોતાના રામા જોડે ચીઠ્ઠી મોકલી તેમાં લખ્યું હતું કે "છનાભાઈ તમને વચન આપી હું ગધેડો બન્યો. તમારી

ઉધરાણી પઠાણ કરતાં પણ વધી જાય એવી છે. કપડું તમને મોકલી શકું તેમ નથી કારણ કે ઉંદરોએ તે કરડી ખાધું છે."

છનાભાઇએ પોતાના ઢંગાળ છોકરા સાથે સામે ચીઠ્ઠી મોકલી કે "કંઈ વાંધો નહીં જેવું હોય તેવું મોકલો. ઉંદરડાનાં કરડેલા ભાગ ઉપર રફુ કરાવી શકાશે. આ ચીઠ્ઠીનો ગુલાબદાસે જવાબ ન આપ્યો ત્યાં તો સપ્ટેમ્બર મહીનો આવી લાગ્યો. એકાદ મહીનામાં તો ચોમાસું ઉતરી પણ જશે એ જોઈ છનાભાઇએ ફરી વખત ગુલાબદાસને કાગળ લખ્યો કે, "આ વર્ષે તમે જે કાપડ આપવાનાં હતાં તે ઉંદરે કરડી ખાધું તો ભલે, ઉંદરોએ જીવતાં રહે ને તમો પણ જીવતાં રહો. તમારી લાગણી ને ઉદારતા માટે આભાર, આવતા વર્ષ માટે મને આપવાનું કાપડ તૈયાર રાખજો."

આમ અત્યારે તો અમારા પરામાં છનાભાઈ હજુ થીંગડાવાળી છત્રી લઇને ફરે છે ને ગામનું કોઈ પુછે તો ગુલાબદાસભાઈ કાપડ આપવાનાં છે એમ કહી પોતાની છત્રી સાથે ગુલાબદાસભાઇની પણ કીર્તિ ફેલાવ્યા કરે છે. છનાકાકાની છત્રી અમારા પરાંમાં ભારે રમુજ ને વાતની વિષય થઈ પડી છે. એ જડ છત્રીએ, છનાભાઈ અને ગુલાબભાઈ વચ્ચે એક અવનવા પ્રકારનો ઇતિહાસ રચી પોતાનું નામ અમર કર્યું છે. વધુ લક્ષ ખેંચનારી હકીકત તો એજ છે કે છત્રીનાં કાપડની મોંકાણે ગુલાબદાસ ને છનાભાઈ વચ્ચેનો વેપારી સંબંધ પણ તુટવા પામ્યો છે અને એમાં નુકશાન ગુલાબભાઇને થવા પામ્યું છે.

વાચકો, જાણીને અજબ થશે કે છનાભાઈ વ્યવસાયે વેપારી છે પણ જ્ઞાતે મારવાડી બ્રાહ્મણ છે. દોરો લોટી લઈ મુંબાઈ આવેલા. રૂના જથ્થામાં અને પાછળથી કાપડ બજાર આગળથી શેઠીઆઓને પાણી પાઈ ધીમે ધીમે છનાભાઈ કાપડની લાઇનમાં પડયાં. આજે કાપડ મારકીટમાં એમની એક દુકાન ચાલે છે. પરાંમાં એમની એક ચાલ ને એક શાનદાર બંગલો છે ને ગાઠે બે લાખ રૂપીઆ નગદ છે. છનાભાઇને કંજુસ ન સમજતા. દર અમાસે એમને ત્યાં તેઓ સગાંને, મિત્રોને લાડુનું ભોજન

આપે છે. આઠે દિવસે એમને ત્યાં મળવા જનાર કોઈ પણ વ્યક્તીને ચા નાસ્તા ને પાન-સોપારીથી એ સ્વાગત કર્યા વગર છોડતા નથી. છતાં એમની છત્રી જેમ ૧૧ વર્ષની જુની છે તેમજ જોડાની ઉમર પણ આઠ વર્ષની થવા આવી છે. તેમના ઘરનું ગાયરચીલું આમ અતી જીર્ણ પણ ટકાઉ છે. એમને ખંતીલા કહેવા કે ચક્કમ કહેવાં એનો નિર્ણય કરવા ચોમાસું ઉતર્યે, એમનાં મિત્રોએ એમનાં જ ઘરમા એક સભા બોલાવી છે અને હજુ જાકાકાની છત્રી કેટલાં વર્ષ ચાલશે એ સંબંધમા એમના કેટલાક સટોડીઆ મનોવૃત્તિવાળા મિત્રમંડળમાં અત્યારથી શરતો બકાવા લાગી છે.

## ૩. "ઘર તમારૂં જ છે"

**અમારી** નાતમાં ટીકાઓ થાય છે કે અમરતલાલ હમણાં હમણાં ઘણો જ અતડો અને અવીવેકી થઈ ગયો છે 'અતિથિ દેવ કહેવાય' એ જુનો આર્યધર્મ તે ભૂલી ગયો છે અને લોકો કહે છે કે હવે તેને ત્યાં કોઈ મહેમાન આવે તો તેને એક મીનીટ પણ ઘરમા રહેવા દેતો નથી, સીધો મહેમાન અને તેના ગાસડાં-પોટલાને વીકટોરીઆમા નાખી કોઈ સારી લોજમાં મુકી આવે છે અને તેનું ત્રણ દિવસનું રહેવા ખાવાનું ખર્ચ આગળથી આપી લોજવાળાને કહી દે છે કે ત્રણ દિવસ પછીનું ખર્ચ, જો મહેમાન વધારે રહે તો મહેમાન પાસેથી વસુલ કરવું. મહેમાનને લોજમાં મુકી આવતી વખતે અમરતલાલ મહેમાનને એ કહેવત પણ સંભળાવે છે કે 'પહેલે દીવસે પરોણો, બીજે દીવસે સૈ, ત્રીજે દીવસ રહે તેની અક્કલ ગઈ—'

અમરતલાલને પરોણાઓ પ્રત્યે આવો તિરસ્કાર કેમ જાગ્યો, તે વાત તેના મિત્રોને નવાઈ પમાડે છે. આગળ એ જ અમરતલાલ એક હોંશીલા

યજમાન તરીકે જાણીતો હતો. દર રવિવારે તેને ત્યાં મિત્રોની મહેફીલ જામતી અને ચહા–પાણી ઉડતાં. ગમે તે દિવસે કોઈ દોસ્ત તેને ત્યાં જાય તો જમ્યા વગર પાછો ફરતો નહિ. ભોજન સમય વીતી ગયો હોય તો આગ્રહ કરીને અમરતલાલ ચહા પાયા વગર છોડતો નહિ. આજે એ જ અમરતલાલ તેને ત્યાં, તેનો ગમે તેવો જૂનો દોસ્ત જાય તો તેને ઘરમાં પેસવા દે નહિ, સીધો ઉંબરમાં જ સામો વળી, દાદરો ઉતારી એની ગલીને નાકે આવેલી હોટલમાં બેસાડી જાણે કુતરાને રોટલી નાખતો હોય એવી ઢબે હોટલવાળાને એક આનો આપી 'આ ભાઈને એક કપ ચહા આપી દેજો—' એમ બોલી તુરત જ વિદાય થઈ જાય છે. અમરતલાલના ઘણાય મિત્રો તેના સ્વભાવમા આવેલી આ કડવાશનો ભેદ સમજી શકયા નથી. શા કારણથી તેના ઉદાર માનસમાં આ ઓચિંતો પલ્ટો આવ્યો તે જાણી શકતા નથી.

મહેમાનો અને પરોણાઓ તરફ નફરત થઈ જવા માટે અમરતલાલને મજબુત કારણ હોવું જોઇએ, એમ મને લાગવાથી મેં બે–ચાર વખત તેની મુલાકાત લીધી અને મહેમાનો તરફ ગુસ્સે થવાનું શું કારણ મળ્યું હતું, એ જાણવા માટે ઘણા પ્રશ્નો પૂછ્યા પણ પહેલાં તો તેણે મને જવાબ આપવાના અખાડા કર્યાં. 'વાત હું મનમા રાખીશ, કોઇને નહિં કહું' એમ મેં તેને આશ્વાસન આપતાં તેણે એક દિવસ પોતાની આપવીતી મને નીચેના શબ્દોમાં કહી સંભળાવી.

* *

અમરતલાલે કહ્યું: 'મારા ક્યાં ભોગ લાગ્યા કે કાનજીભાઈ અને કમળાને એકવાર મેં મારે ઘેર બોલાવ્યા? હું મારી વહુ અને મારો રામો રહીએ છીએ અને રેશનના તેમજ મોંઘવારીના આ જમાનામાં સાંઢમાંડ ચરતું ગાડું ચલાવીએ છીએ. અમારો સંસાર શાંત, કઇ પણ અવનવા બનાવો વગરનો—કોઈ પહાડનું ઝરણું શાંત રીતે અસ્ખલિત વહ્યું જતું હોય—તેમ ચાલ્યો જતો હતો, ત્યા અમારા ક્યાં ભોગ લાગ્યા કે મેં કાનજીભાઇ અને કમળાને અમારા ઘેર આવવાનું આમંત્રણ આપ્યું?'

કાનજીભાઈ મારા નજીકના સગા નહોતા. મારા કાકાના છોકરા નવીનના એ સાળા થતા હતા. શરીરમાં ચરબી બહુ વધી પડવાથી મુંબઈમાં બીજા કોઈ સગાને ત્યાં આવી ઉતર્યા હતા. મારી વહુ લક્ષ્મીએ કહ્યુ કે 'દેશમાંથી કાનજીભાઈ અને કમળા આવ્યા છે. તમારા કાકાના વેવાઈ છે. તો થોડા દિવસ આપણે ત્યાં રાખીએ તો સારું લાગે. કાનજીભાઈ શ્રીમંત ઘરના છોરુ છે એટલે આપણે ત્યાં આવશે તો નહિ, પણ તમે જઈને વિવેક કરી આવો તો નાત-જાતમાં સારું દેખાય.'

મારી પત્ની લક્ષ્મીની આ સુચના પ્રમાણે કાનજીભાઈને હું વિવેક કરવા ગયો અને મારે બીજું કંઈ કામ હોવાથી હું એમની પાસેથી જલ્દી ઊઠી ગયો. મારી સોળેસોળ આના ખાત્રી હતી કે કાનજીભાઈ જેવા શ્રીમંત બાપના પુત્ર મારે ત્યાં નહિ આવે, પણ મારો વિવેક સાંભળી એમના ચહેરા પર જે સંતોષનું સ્મીત છવાયું એ જોઈ મને આનંદ થયો. મેં રાત્રે લક્ષ્મીને બધી વાત કરી અને એ બોલી કે 'આવે, ન આવે, એ એમની મરજી, પણ આપણે ફરજ બજાવવી.'

બીજી સવારે ચહાપાને બહાર જવાની હું તૈયારી કરું છું ત્યાં ટેક્સીમાં કાનજી, તેની વહુ કમળા તેના પુષ્કળ સામાન સાથે મારે ઘેર આવી પહોંચ્યા અને મને ફાળ પડી. લક્ષ્મી સાજી-સાંદી રહેતી હોવાથી મેં તેની સામે જોયું, પણ આર્ય સ્ત્રીની હીંમતથી એ બોલી કે: 'તમે કંઈ બોલશો નહી. જરાય કટાણું મોઢું કરશો નહી. બે ચાર દિવસ એમને આપણે નીભાવી લેશું.'

કાનજીભાઈ અને તેમનો સામાન ઉપર આવ્યો. મેં મારા સુવાના ઓરડામાં કાનજીભાઈ અને તેમનાં પત્ની માટે ગોઠવણ કરી આપી અને રામાને મહેમાનો માટે ચહા કરવાની આજ્ઞા આપી, અને લક્ષ્મી રસોડામાં જઈને નવા આગંતુકો માટે ભોજનની તૈયારી કરવા લાગી. શાકભાજી બહુ મોંઘાં હોવાથી અમે એકાંતરે શાક મગાવતા, બાકી ખીચડી, દહીં

અથાણું, ચટણી એવી રીતે સાદા ખાદ્ય પદાર્થોથી ચલાવી લેતા, પણ ઘરે પરોણા આવ્યા છે એ જોઈ કાનજી અને કમળાએ ચહા પીધા પછી બજારમાં જઈ હું બે રૂપિયાનું શાક લઈ આવ્યો. કાનજીભાઈ અને કમળાને ઓછું ન આવે તે માટે મેં એમને કહ્યું કે 'ઘર તમારૂં જ સમજજો, કોઈ વાતે મુંઝાશો નહિ.' એ દિવસે મહેમાનોની સાથે જમી હું મારી ઓરીસે ગયો.

બીજે દિવસે સવારે યુદ્ધ સમાચારની પરિભાષામાં કહીએ તો ઘરના કારભારનો દોર કમળાબાઇએ પોતાના હાથમાં લઈ લીધેલો દેખાયો. મારી લક્ષ્મી કમળાબાઈ કરતાં ઉમરમાં નાની હતી. અને સ્વભાવે જરા રાંક હતી. એટલે શ્રીમતી કમળાએ તેના ઉપર પુરેપુરૂં આધિપત્ય જમાવી નાખ્યું હતું. કમળા મને મોટાભાઇ કહીને સંબોધતી હતી, જ્યારે લક્ષ્મીને 'વહુ' કહીને બોલાવતી હતી અને વહુ ગણતી પણ હતી. કાનજીભાઈ તો જાણે રાજેશ્રી હોય અને હું જાણે એમનો અનુચર હોઉં એ રીતે જ મારી સાથે વર્તતા. સવારના પહોરમાં જ એમણે મને હુકમ કર્યો કે 'લાલભાઈ, મને દાતણ નહિ ચાલે! ટુથ બ્રસ અને પાવડર જોશે. પૈસા છે? નહિ તો હું આપું!'

મહેમાનની વાત કરવાની ઢબ મને ગમી નહિ. પણ 'પરોણાગત કરવી તો પૂરી કરવી' એ ન્યાયે બજારમાં જઈ અઢી રૂપિયા ખર્ચી ટુથ પેસ્ટની બાટલી અને બ્રસ લઈ આવ્યો.

દસ વાગે કાનજીભાઇની ચરબી ઓછી કરવા માટે એક ચંપીના નિષ્ણાત દાકતરને પણ બોલાવ્યા હતા. તેમણે કાનજીભાઇને નાનકડું પંચીઉં પહેરાવી સાદડી પર ઉઘાડા સુવડાવી એમના શબ્દોમાં કહીએ તો એમના સાયન્ટીફીક મસાજની ક્રિયા શરૂ કરી ને કમળાએ બૂમ મારી લક્ષ્મીને કહ્યું કે—દાકતર માટે એક કપ ચહા મુકાવજો! કમળાની આ આજ્ઞા થતાં લક્ષ્મીએ મને રસોડામાં બોલાવ્યો. એ તો આ નવા આવેલાઓનું રાજેશ્રીપણું જોઈ હેબતાઇજ ગઈ હતી. એ લોકો આવ્યા પહેલા અમે બ્રણે જણા પારોટ દુધમા ચહા પીતા હતા. પણ લક્ષ્મીએ મને ખબર આપી કે 'કમળાબહેને

દોઢ શેર દુધ લેવડાવ્યું હતું અને અર્ધોઅર્ધ દુધવાળો બે કપ ચહા પીતા હતા. અને કાનજી શેઠને પણ ખાસ ચોક્કસ જાતનો ચહા કરી આપવામાં આવતો હતો.'

*　　　　　　　*

કાનજીભાઇનો ડાકતર ગયા પછી કાનજીભાઇ મારા પલંગ પર અર્ધા ઉઘાડા લાંબા થઇને પડ્યા હતા અને ડાકતરે ઉંડા શ્વાસ લેવાની ક્રિયા કરવાનું કહ્યું હતું તે પ્રમાણે કરી રહ્યા હતા નવ વાગે હું હમેશા ઓફિસે જવાની તૈયારી કરતો, પણ તે દિવસે રજા હોવાથી આખો દિવસ ઘેર રોકાયો હતો. સાડા નવે કમળાબાઈ મારા બાથરૂમમાં ઘુસી ગયાં, તે અર્ધો કલાકે બહાર નીકળ્યા—હું લક્ષ્મી અને રામો હંમેશાં બીજા રૂમમાં ઠંડે પાણીએ નાહી લેતા હતા, પણ કમળાબાઇએ પોતા માટે પ્રાઇમસ પર રામા પાસે ખાસ ગરમ પાણી મુકાવ્યું હતું, અને નાહીને બહાર આવ્યા પછી કાનજી શેઠ માટે ફરી ગરમ પાણી કરવું પડ્યું હતું. કાનજી શેઠ જમવા બેઠા ત્યારે એમના માટે ખાસ ફુદીના અને લસણની ચટણી તૈયાર કરવાનો હુકમ કમળાબાઇએ રામાને આપી દીધો હતો અને એ બન્ને ધણી-ધણીઆણીએ બે ડઝન જેટલા લુગડા રામાને ધોવા આપી દીધા હતાં. એ દિવસે ફરી શાક-ભાજી અને મશાલા માટે બે રૂપીયા રોકડા મારે રામાને આપવા પડ્યા હતા. જમતી વખતે પણ કાનજી શેઠ ભારે આગલાઇથી જમતા હતા હું થાળીમાં જે આવે તે ખાઇને ઉભો થઇ ગયો હતો, પણ લક્ષ્મીને કમળાબાઇએ કહી દીધું હતું કે—'બહુ, શેઠને તો બહુ બારીક ફૂલકું જોઇએ અને બન્ને બાજુએ કડક શેકાવું જોઇએ, અને દાળ-ભાત, શાક પણ ચોક્કસ જાતના મશાલાથી બનવાં જોઇએ, શેઠ ઘર સિવાય બીજે ક્યાય જમતા નથી. આ તો લાલભાઇનો આગ્રહ હતો તે આવ્યા છીએ.'

*　　　　　　　*

કાનજીશેઠ માટે દાળ-ભાત, રોટલી શાક ઉપરાંત ચટણી, આદુ, કાંદા અને ટમેટાની કચુબરની જોગવાઈ લક્ષ્મીને કરવી પડી હતી. રામો

બાર આને રતલના ટમેટાં બજારમાંથી લઈ આવ્યો હતો. જ્યારે એ લોકો મારે ત્યાં આવ્યા ત્યારે મહિનાનું છેલ્લું અઠવાડીયું હતું. દરરોજ બે રૂપીઆનું શાક આવે, દોઢ શેર દુધ આવે. એ લોકોને નાવા માટે ગરમ પાણી કરવા પ્રાયમસમા ઘાસલેટ અને સગડીના કોલસાનો ઘાણ નીકળે, આ ગાડુ કેમ ચાલે, તેનો હું વિચાર કરતો હતો, ત્યાં બીજે દિવસે રામાએ મને કહ્યું કે—'કોલસાની ગુણ નવી લાવવી પડશે.'

* *

હું ને લક્ષ્મી મુંગે મોંએ આ મહેમાનોને અનુકુળ થતા હતા. પણ રાજેશ્રી ખાસીઅતના મહેમાનો તો મુંબઇની મોંઘવારી, અમારી ગુંજાશ કે કશાનો વિચાર કર્યા વગર ખુશી પડે તેવું ખર્ચ કરાવતા હતા. દરરોજ સાંજે લક્ષ્મી પાસેથી બે રૂપીયા લઈ કમળાબાઈ પોતેજ રામાને શાક લેવા મોકલતા અને તેમાં પરવળ, ટમેટાં, ફ્લેવર એવા મોંઘા શાકો મંગાવતા હતા. અને વોશીંગ કંપનીમાં દરરોજ અરધો ડઝન જેટલાં લુગડાં મોકલી પોતાની શ્રીમંતાઈ દેખાડતાં હતા. વોશીંગ કંપનીનું ખર્ચ પણ મારે આપવું પડતું, અને જરાજરામાં 'પૈસા ન હોય તો આપીએ!' એમ બોલી મારા સ્વમાનને આંચકો મારી મારા વટના કાંટાને ચાવી આપી એ લોકો મારી પરોણાગત ચાખતા હતા.

* *

પેલો દાક્તર રોજ આવી ચરબીદાર કાનજી શેઠની ચંપી કરતો, ત્યારે તેના રમુજી દ્રશ્યો જોવા મળતાં એમના લોટના પીંડા જેવા પેટ ઉપર દાક્તર ચંપી કરતો ત્યારે કાંડા સુધી તેનો હાથ ઊંડો ઉતરી જતો. એ લોકો ખૂશી પડે ત્યારે નાતા અને જ્યારે મરજી પડે ત્યારે ચા મૂકાવતા. વળી દર એકાંતરે નવી નવી વસ્તુ જેવી કે દાળ ઢોકળી, ખમણ ઢોકળા, સંભારીઆં રવૈયાં, ભજીઆં અને મુઠીઆં બનાવી મારા તેલનો ધાણ કાઢતા. આઠ દહાડામાં હું તો આ મહેમાનોથી તોબા પોકારી ગયો. ગયો સાદો પડી ગયો, અને વધેલાં ખર્ચને પહોંચી વળવા માટે મારે એક

મિત્ર પાસેથી બસો રૂપીયા ઉછીના લેવા પડ્યા. કાનજીભાઈ અને કમળા આમ લાગલાગટ મારે ત્યાં બે મહિના રહ્યા. પંદર પંદર દીવસે મણ ઘી ખલાસ થતું અને શાક-ભાજી ચટણી કચુંબરનો હિસાબ મહિને સાઠ-એંસી સુધી ગયો લક્ષ્મી પથારી-વશ થઈ તેની ગેરહાજરીમાં કમળાબહેને રસોડાને સંભાળી લીધું પણ સામાન્ય પ્રકારની રોટલી બનાવી જાણતાં નહોતાં એટલે ઘીમાં સીજવેલી બાટી અને ઢેબરાં એમના હાથે તૈયાર થતા, રાત્રે ખીચડી બનાવતાં પોતાની અને કાનજીભાઇની થાળીમાં એક વાટકી ઘી ઠાલવી દેતાં—ઉપરાંત મારાજ ઘરમાં મને પણ ખૂબ ઘી ખાવાનો આગ્રહ કરતાં પણ ઘીના આંકડાનો વિચાર કરતા હું એક ચમચાથી વધુ ઘી ખાઈ શકું તેમ નહોતો.

આમ બે-અઢી મહિના મારે ત્યાં એ રાજેશ્રી મહેમાનોએ મને ખરચના ખાડામાં ઉતારી મૂકયો હતો, પણ એમના પર મારો એહસાન ચડે નહિં માટે—રામા, કે લક્ષ્મીનો કંઇક કંઇક વાંક કાઢી કમળા એને ધમકાવ્યા જ કરતી અને છેલ્લે દહાડે કમળા જોડે કજીઓ કરી એને રડાવી કમળા અને કાનજીભાઇ જાણે એમની મહેમાનગીરી અમે કરીજ ન હોય, અમે વિવેકમાં ભૂલ્યાં હોઇએ, તેમ ગુસ્સો કરી એ રાજેશ્રી ખાસીઅતનું જોડું અમારે ત્યાંથી ઉપડી ગયું. મેં ટેકસીના પૈસા આપવા માંડ્યા, અગાઉ પાચેક વખત મેં મારે ખરચે તેઓને ટેકસીમાં સીનેમા જોવા મોકલ્યા હતાં પણ આ વખતે પૈસા ફેંકી દઈ કમળાએ હાથ ઉપર રાખ્યો 'તમારૂં ઘર સમજજો' તે બરાબર યથાર્થ એ મોંઘેરા મહેમાનેએ અમલમાં મૂકી બતાવ્યું હતું. એ પરોણાગત મને એટલી બધી મોંઘી પડી ગઈ હતી કે હવે મહેમાનનું નામ સાંભળતાં હું ભડકું છું.

* *

અમૃતલાલની આપવીતી સાંભળ્યા પછી તેની પરોણાઓ પ્રત્યેની નફરત સકારણ હતી એ વાતની મને પ્રતતી થઈ.

*

# ૪. આદર્શ અને વ્યવહાર

[ **સગપણની** પણ જે ના પાડતો હતો એ રસિકનું વેવીશાળ તો થઈ ગયું હતું, એટલું જ નહિ પણ લગ્નની તૈયારી પણ શરૂ થઈ હતી. રસિક આદર્શવાદી અને સિદ્ધાંતપ્રેમી યુવાન હતો. પણ પાંચ બ્હેનોમાં એકનો એક નાનો ભાઈ હોવાથી અને એની મા મણીબ્હેનનો ખૂબ લાડકો હોવાથી જરા માવડિયો બની ગયો હતો. અને તેના હાકેમ જેવા પિતા પરસોત્તમ શેઠ સામે પોતાના સિદ્ધાતને અમલમાં મૂકવા લઢી શક્તો નહિ. માત્ર નિઃસાસા નાંખી, ઉદ્દગારો કાઢી પરસોત્તમ શેઠની આંખ ફરતાં એ ઢીલો પડી જતો અને પિતાની સર્વ આજ્ઞા તેને માથે ચઢાવવી પડતી હતી. કોઈ વખત પિતા-પુત્ર વચ્ચે મતફેરી અને બોલાચાલી ઉગ્ર સ્વરૂપ લે તે પહેલા મણીબ્હેન વચ્ચે પડી સમાધાન કરાવી નાંખતા હતા. જે દિવસની આપણે વાત કરીએ છીએ એ દિવસે બ્હેનો પીઠી ચોળવા રસિકને ખેંચી ગઈ હતી. રસિક મોઢું ચઢાવી ઘરની પરશાળમાં ઉભો હતો અને બ્હેનોના હાથમાંથી છટકવા પ્રયાસ કરતો હતો, ત્યાં પરસોત્તમ શેઠ આવી પહોચ્યા અને પિતા-પુત્ર વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ થયો. ]

**પરસોત્તમ શેઠ**—શું છે અલ્યા રસિક, બ્હેનો પાસે પીઠી ચોળાવ, એમને લ્હાવો લેવા દે. વરરાજા બનવાનો છે, તે પીઠી ચોળાવ્યા વિના ચાલશે કે? બ્હેનો બિચારી કેવી દૂર દૂરથી ભાઇના વિવાહ ઉજવવા હોંશભેર આવી છે.

**રસિક**—પિતાજી, મારે નથી પરણવું. સગપણ પણ મારે ન્હોતું કરવું, તે તમે ચગાણે કર્યું. દેશમા ભિષણ ભુખમરો ચાલી રહ્યો છે, અન્ન વિના બંગાળ અને બિહારની જનતા ટળવળે છે, ભિષણ હત્યાકાંડ પૃથ્વિના પટ પર મચી રહ્યો છે. ત્યાં હું શું મોંઢુ લઈ લગ્ન કરૂં?

પરસોત્તમ શેઠ—હવે કાલો ન થા. બંગાળમા ભુખમરો છે, તોયે દુનિયાનો વ્યવહાર તો એમનો એમ હાલ્યો જાય છે. તને બહુ લાગી આવતું હોય તો અગિયારસ કર.....કોણ ના પાડે છે? એમ તો કોરીયામાં બોઓથી હજારો માણસો મરે છે, તો શુ એમની સાથે આપણે પણ ગુજરી જવું?

રસિક—ગાંધીજીના આદાનો તો વિચાર કરો. મશરૂવાળાને કાગળ લખી હુ પૂછાવી જોઉં, પછી પરણું.

પરસોત્તમ શેઠ—હવે વેવલો ન થા! તારા બાપુજીએ પુનામાં હરિજનો માટે એકવીસ દિવસના ઉપવાસ કર્યા હતા, એ તપશ્ચર્યામાંથી બહાર નીકળી લેડી ઠાકરસીની પર્ણકુટીમાં એમના પુત્ર દેવદાસ અને રાજાજીની પુત્રીના લગન નીહાળવાનો લ્હાવો તો લીધો હતો, અને નવદંપતિને આશિર્વાદ તો આપ્યા હતા. આ તારા રાજદ્વારી નેતાઓ પારકાં છોકરાઓને જતિ કરવા નીકળ્યા છે!........

રસિક—પિતાજી! હું આપને કહી દઉ છું કે મહાત્માજી માટે એક પણ આડો શબ્દ બોલતા નહી. મને હૃદયમા અત્યંત દુઃખ થાય છે.

પરસોત્તમ શેઠ—દુઃખ થતુ હોય તો રેંટિયો કાંતજે અને બે રોટલી વધારે ખાજે!. બાકી તારે લગન તો કરવા જ પડશે.

રસિક—પિતાજી! લગન મારે કરવા છે કે તમારે? જે છોકરી સાથે મારે જીવનભર રહેવાનું છે, જેની સાથે મારે આખો ભવ કાઢવાનો છે, એવી મારી જીવન-સંગાથીની સાથે .પાણીગ્રહણ કરતી વખતે મારા મનમા ઉમળકા ન હોય તો હું કેવી રીતે પરણી શકું?

પરસોત્તમ શેઠ—અમારે ખાતર પરણી શકે, એવા સુધારાવાળાના તવિવાઉ મારી આગળ નહિ હાલે. હું મોતને આરે બેઠો છુ; તારી બા પણ ઘરડી થઈ છે, આખે ઝાંખ આવે છે, નોકરોથીજ કામ લેવું પડે છે, તેને પડખે ઉભી રહેનારી કોક જોઈએ. તારી પાચે બ્હેનો પરણી સાસરે ગઈ છે. આ સો વાતની એક વાત.

રસિક—પિતાજી, તમારી વાતમાં અત્યંત સંકુચિત મનોવૃત્તિના દર્શન થાય છે. તમે માત્ર સ્વાર્થ અને ઉપયોગિતાની નજરેજ વિચાર કરો છો; તમારી મનોવૃત્તિમાં ભાવના કે સંસ્કારનો જરાયે અંશ દેખાતો નથી; સિદ્ધાંત કે આદર્શ ક્યાંય દૃષ્ટિગોચર થતા નથી.

પરસોત્તમ શેઠ—હવે વાઇડાઈ રહેવા દે: તારા આદર્શ કે ભાવનાનાં બટકાં ન ભરાઈ! દુનીયામાં રહેવું હોય તો વ્યવહારૂ થવું પડે. હું તારા જેવો વેવલો થયો હોત તો આ દુકાન પેઢી, જીન અને કારખાનાં ઉભાં ન થયાં હોત: ચાલ, સીધી રીતે બ્હેનો પાસે પીઠી ચોળાવ—નહિ તો લાફો પડશે લાફો. મારા ક્યાં ભોગ લાગ્યા કે તારા જેવો વેદીઓ મારે ત્યા પાક્યો, મેં ઉભું કરેલું આ વસ્તાર સાચવશે કોણ?

* *

આ વાર્તાલાપ ચાલતો હતો તેટલી વારમા તો અંદરના ઓરડામાંથી મણીબ્હેન દોડી આવે છે: પરસોત્તમ શેઠ સામે ગુસ્સાથી જોઈ બોલે છે: "તમે શું સપરમે દહાડે એકના એક છોકરાને કચવાવો છો અને ન બોલવાના વેણ બોલો છો? તમને તે હૈયુ છે કે પત્થર? હોય એ તો છોકરૂ છે." એમ બોલી "હાલ રસિક, બ્હેનોને લ્હાવો લેવા દે," એમ કહી મણીબ્હેન રસિકને અંદરના ઓરડામાં ખેંચી ગયાં અને રસિકે વાંદરા જેવું મોઢું રાખી બ્હેનોને પીઠી ચોળવા દીધી.

ગામદેવી પરના પરસોત્તમ શેઠના બંગલા આગળ ભવ્ય માંડવો બાંધવામા આવ્યો હતો: બેંડ પણ રાખવામાં આવ્યું હતું: પરોણા પણ એક પછી એક આવતા હતા અને કમ્પાઉંડમાં આગળ જ બેસાડેલા પરસોત્તમ શેઠના મ્હેતાજી આગળ ચાંદલો નોંધાવી મહેમાનો પરસોત્તમ શેઠને મળતા હતા અને પોતાની ખુશાલી જાહેર કરતા હતા. વરરાજાના પોષાકમાં ગંભીર થઈ એક કોચ પર બેઠેલા રસિકને આશિર્વાદ આપી થોડીવાર બેસી શરબત અને સોડા લેમનને ઇન્સાફ આપી, પાનનું બીડું લઈ વિદાય થતા હતા.

મહેમાનોનું એક જુથ્થ આવી ગયા પછી પરસોત્તમ શેઠ રસિકની નજીક આવી તેને ખભે હાથ મુકી કહેવા લાગ્યાઃ "છોકરા! હસ્તમેળાપ તો થઈ ગયો! તારે માટે આ મોટો માંડવો બાંધ્યો, પરોણાઓ આવે છે. હવે તો જરા હસતું મ્હોં રાખ. સપરમે દહાડે આ મોંગીયુ હાચુ હવે શોભતું નથી."

રસિક—પિતાજી આપનું આ અપ્રમાણિકપણું મને સાલી રહ્યું છે. પરોણાઓને જમાડવા વિના ચાદલો લેવો. એ શું એક જાતનું અપ્રમાણીકપણું નથી?

પરસોત્તમ શેઠ—તારી મુંબઈ સરકાર આડી આવે, એમાં હું શું કરૂ? નહિતર તો આખા ગામને જમાડું એવી આ તારા બાપની ત્રેવડ છે!

રસિક—તો જ્યારે લગનમાં આવેલા પરોણાઓનું ભોજનથી સ્વાગત કરતા નહિ હોઇએ ત્યારે એમની પાસેથી ચાન્લો લેવો એ શું એક જાતની શોષણનીતિ નથી શું? એ એક જાતનું અપ્રમાણીકપણું શું નથી? મને તો બહુ જ ખેદ થાય છે.

પરસોત્તમ શેઠ—હવે કાલો થા મા, કાલો!...લગનમાં હાજરી આપી ચાદલા કરવા એ તો વ્યવહાર છે. ચાદલા આપનારા ખાવા માટે નથી આવતા, પણ મારી આંખને શરમે આવે છે' ગયે વર્ષે આપણી નાતમાં લગનગાળો હતો, ત્યારે મુંબઈ અને સુરતથી મને ૩૦૦ કંકોત્રીઓ મળી હતી અને મેં ૭૫૦ નો ચાદલો મોકલ્યો હતો આ તો વ્યવહારની વાત છે.

રસિક—ત્યારે પિતાજી લગ્ન શું એક જાતનો સોદો અને વેપાર જેવો જ વ્યવહાર છે?

પરસોત્તમ શેઠ—અરે, વેપાર પહેલાં નંબરનો! સોએ સો ટકા લગન તો સાટું છે, કોન્ટ્રેક્ટ છે, વેપાર છે, ગણતરી છે, અને બીઝનેસ વધારવાનો કિમીયો પણ છે. આ તારી વહુ, એની વિધવા માની એકની

એક પુત્રી છે, તારી સાસુ પાસે લાખો રૂપીયા છે. એની મિલ્કતની પણ મારે વ્યવસ્થા કરવી પડશે: તું તો ધંધાધાપામાં ધ્યાન આપતો નથી અને આદર્શમાં નાચ્યા કરે છે. અને હું તો તને મારા કરતાંયે સવાયો બનાવવા આ બધી બાજીઓ ખેલી રહ્યો છું. મારી તો કાલ સ્હવારે આંખ બંધ થશે, જ્યારે તું તો મારી તેમજ તારી સાસુની મિલ્કતનો માલિક થઇશ.

રસિક—પિતાજી, દ્રવ્યને હું હાથનો મેલ સમજું છું.

**પરસોત્તમ શેઠ**—તો પૈસાને ન અડકતો—હાથ ધોઈ નાંખજે: તારી વહુ તારા કરતાં વધારે ચબરાક છે એને હું બધો કારભાર સોંપી દઇશ.

રસિક—પિતાજી, આવા નિષ્ઠુર બનશો, તો હું બાવો બની જઇશ.

**પરસોત્તમ શેઠ**—કાલે બનતો હોય તો અત્યારે બન! આ વરરાજાનો પોષાક કાઢી નાંખી લંગોટી પહેરી હાલ્યો જા. હવે તો ઘરમાં વહુ આવી ગઈ છે.

*

આજ વખતે ફરીથી મણીબ્હેને ઘરમાંથી બ્હાર દોડી આવી, બાપ-દીકરાને ઠંડા પાડ્યા અને મણીબ્હેને લગ્નના ચાંદલા એ કેવી જાતનો અરસપરસનો વ્યવહાર છે, એનું રહસ્ય રસિકને સમજાવ્યું: એક-બે પરોણાઓએ પણ રસિકે એમને ભોજન નહિ જમાડવા માટે ક્ષમા યાચી ત્યારે અરસપરસના વ્યવહાર અને સંબંધનો ઉલ્લેખ કરી એને ઠંડો પાડ્યો. આદર્શ અને વ્યવહારનો વિચાર કરતો એ નવો વરરાજા પચાસ કરતાં ઓછા સગાંઓની પંગત ઘરના અંદરના ખંડમાં બેઠી હતી ત્યાં મોતૈયા લાડુ અને જલેબી પીરસવા પોતાની લાજ કાઢેલી વહુ લલિતા સાથે ચાલ્યા ગયો અને આદર્શ અને વ્યવહાર વચ્ચેના ઘર્ષણનું નાટક શુરૂ થયુ અને ઘુમટામાં છુપાએલી નવોઢાનો મંજુલ સ્વર સાંભળવા, તેમની આસમાનના તારા જેવી ચમકતી આંખો અને આનંદી મસ્તીખોર ચ્હેરો નિરખવા રસિકનું દિલ અકથ્ય લાગણીવશ થઈ ધબકવા લાગ્યું.

*

# ૫. ઉસ્તાદ ઉકાભાઈ

મ્હારી ચાલના દિવાનખાનામાં એ નવા ભાડુત રહેવા આવ્યા. એ નવા આગંતુકનું ભપકાબંધ ફરનીચર દીવાનખાનામાં અને એની બાજુની એ ઓરડીઓમાં ગોઠવાતું હતું ત્યારે મ્હારી ઓરડી તે દીવાનખાનેથી થોડે જ દુર હતી. ત્યાં ઉભો ઉભો હું સર્વ પરીસ્થીતિ નિહાળી રહ્યો હતો ત્યાં ઓળખીતા એક જમનાદાસભાઈએ મ્હને નવા ભાડુતની ઓળખાણ આપતાં કહ્યું કે, 'ત્હમારે' ત્યાં બહુ 'સારા ભાડુત' આવ્યા છે.

"એમનું નામ શું ?"

"ઉકાભાઇ."

"ઉકાભાઈ !"

"હા ઉકાભાઈ પાટીદાર છે." અને પછી મિત્રે ઉમેર્યું કે, "તુ એમના પરીચયમાં જરૂર આવજે. તને ઘણું શીખવાનું મળશે ઉકાભાઈ તો મ્હોટા ઉસ્તાદ છે."

આ 'ઉસ્તાદ' શબ્દે મારા મન ઉપર જાદુઈ અસર કરી. મ્હને સંગીતનો બહુ શોખ. એ વિદ્યામા નિષ્ણાત હોવાનો દાવો તો હું નથી કરતો પણ તેનો શોખીન તો ખુબ જ છું. મુંબઈમાં સંગીતના એવા મેળાવડાઓ ભાગ્યે જ થતા હશે જેમા મ્હારી હાજરી ન હોય દેશપરદેશના સારા ગાનારાઓને સાભળવા આકાશ-પાતાળ હું એક કરૂં. આવક સામાન્ય હોવા છતાં ય મ્હારી ખીસાની ગુંજાસની પરવા કર્યા વગર હું ગમે તેવા મોંઘા ભાવની ટીકીટ ખરીદ્યા વગર રહું જ નહિં. તેમજ સંગીતના જલસા, સંગીત પરીષદો અને સંગીત કોન્ફરન્સોમાં બાપજન્મે એક પણ

ગીત ગાયા વગર હું સભ્ય બની આગળ હરોળમાં બીરાજું અને સંગીતના વિષયમા ખુબ ખુબ રસ લઉં.

*     *

મ્હેં એક સંગીતશાળામાં ગાવાની તાલીમ લેવાનો પ્રયાસ કર્યો હતો; પણ મ્હારા આલાપથી ને રસ્તા પરના વિકટોરીયાના ઘોડા ભડકવાથી અને અને મ્હને ગાતો સાંભળવાને નિહાળવા જે મકાનમાં એ શાળા હતી ત્યાંના ભાડુતો અમારી શાળા આગળ ટોળે મળતા અને હું કોઈ વિકટોરીયા ગાર્ડનનું નવું પ્રાણી હઉં એવી કુતુહલવૃત્તિથી માળાના લોકો મને નિહાળ્યા કરતા. એટલે મ્હેં પોતે નહિ પણ સંગીતનું શિક્ષણ આપનાર માસ્તરે જ મ્હારો અભ્યાસ બંધ કરાવ્યો; છતાં ય દીલસોજીથી હું હતાશ ન થઈ જાઉં માટે મ્હને માત્ર સંગીત શ્રવણ કરવાની શકિત વિકસાવવાની સલાહ આપી.

એટલે મ્હેં એ દીશામાં પ્રગતિ કરી હતી.

મ્હારી ચાલમાં ઘણાખરા ભાડુતો સુતર, કાપડ, ગોળ અને ખાંડબજારના વ્હેપારીઓ જ હતા એટલે સંગીતમાં બહુ ઓછો રસ લેતા. એ માળામાં હું ભાડુત તરીકે રહેવા ગયો ત્યારથી માળાના લોકોને સંગીત પ્રિય બનાવવા મ્હેં ખુબ ખુબ મહેનત કરી હતી પણ કંઈ વળ્યું ન્હોતું. નવરાત્રિના દિવસોમાં અમારી ચાલીમાં નવરાત્રિના સમારંભો ગોઠવવાનું કાર્ય મ્હેં મ્હારા હાથમાં લીધું હતું અને એ બ્હાને ચાલમાં અમારા માળાની ઉપલી અગાશીમાં ને નવરાત્રીના મંડપમાં કોઈ કોઈ વખત સારા નામાંકિત ગવૈયાઓ અને કલાવંતિઓને ઉપાડી લાવતો. પણ માળાના પીઢ ભાડુતો હાજરી આપતા નહિ. ફાળો આપી છુટી જતા અને નામાંકિત ઉસ્તાદોને સાંભળવા માટે હું, મ્હારા અર્ધો ડઝન દોસ્તારો ને માળાના ઘાટીઓ, ગોરીઆઓ, રડ્યાંખડ્યાં થોડાં બૈરાઓ, નિચેનો પાનવાળો અને ગલીને નાકે આવેલો દુધવાળો માતાદીન એટલા જ પ્રેક્ષકો તરીકે જ રહેતા. આવી આવી નિષ્ફળતા મળ્યા છતાં ય હું હિંમત હાર્યો ન્હોતો. સંગીતના

જલસાઓ ગોઠવતી વખતે કોઈ કોઈ વખત હું ફંડ ઊભું કરી ન્હાનાસ્તાનો પ્રબંધ રાખતો—એ આશાએ કે પ્રલોભનથી સંગીતના જલસાઓમાં મેદની જામે. પણ તે વખતે મ્હારી ઉંમરના દુષ્ટ બાહુતો સંગીતનો કાર્યક્રમ પુરો થયા પછી ન્હા વખતે ઓચિંતા ફુટી નિકળતા અને એ કાર્યક્રમ ખતમ થતાં પાછાં અલોપ થઈ જતા હતા.

* *

ચાલીની સગીત વિષેની આવી ઉદાસીનતાના વાતારણમાં ઉકાભાઈ જેવા ઉસ્તાદના આગમનથી મ્હારૂં મન ઉત્સાહના આવેશમાં થનગન થનગન નાચવા માંડ્યું એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. હું અને ઉકાભાઈ પહેલે દિવસથી જ ગાઢ મિત્ર બની ગયા. અને એમના સંગીતથી આખી અમારી ચાલને સંગીતના રંગે રંગી નાખી, કોઈ સુરિલા વાજીંત્ર જેવી બનાવવાનો મ્હેં મનમાં પાકો નિશ્ચય કરી નાખ્યો હતો.

* *

ઉકાભાઇને ત્યા ફરનીચર બધું ગોઠવાઈ ગયું. એમના વહુ ગુલાબબ્હેન પણ દેશમાથી આવી ગયા. મ્હારી માફક ઉકાભાઈ પણ છૈયા છોકરાંની આળપપાળ વગરનાં હતાં. એમના ઘરમાં સારંગી, દીલરૂબા, તબલાં, હારમોનિયમ, તંબુરા, વાંસળી, એવા સંગીતના અનેક પ્રકારના વાદ્યો પણ હતાં. અને મ્હારી જોડે એમણે સંગીતની અને સંગીતાચાર્યોની તેમજ જલસાઓની વાતો પહેલે જ દિવસથી કરવા માંડી હતી. કારણકે અમારા બન્નેના મિત્ર જમનાદાસભાઇએ જેમ એમની પીછાન મ્હને આપી હતી તેમ મ્હારી પીછાન એમની સાથે કરાવતા જમનાદાસે કહ્યું હતું કે હું સંગીતરસનું કુંડું હતો.

* *

એક બે મહીનાઓ વીતી ગયા. નવ વાગે ઉકાભાઈ ઘરેથી ચાલી જતા તે સાંજે ૬ વાગે આવતા. પણ દર શનિ–રવિવારે સંગીત, નાટક

કે સીનેમામાં અમે હરહંમેશ સાથે જતાં કોઈ કોઈ વખતે જાણીતી કલાવંતિઓને ત્યાં પણ રાતના બબે વાગ્યા સુધી અમે બેસતા. મુમ્બાબાઇની ઘણી ખરી ગાનારીઓ કેસર, અંજલી બરોડેકર, સરસ્વતિ, બાબી, ગુલાબ, પદ્માવતિ, સઘળાને સારી માફક ઉકાભાઈ ઓળખતા એટલું જ નહિ પણ દરેકની ગાયકીનો એમને અચ્છો પરિચય હતો. અને કોણ કોની શિષ્યા, અને કોણ કોનો સાગીર્દ એ બધી સંગીતના ક્ષેત્રની ઝીણી ઝીણી વિગતો ઉકાભાઇ જાણતા હતા. ઉપરાન્ત હિન્દુસ્તાનભરમાં જે નામાંકીત ગવૈયાઓ થઈ ગયા છે. એ બધાનાં જીવન અને કાર્યથી એ વાકેફગાર હતા. સ્વર્ગસ્થ ખાંસાહેબ અબ્દુલ કરિમખાંના ઉકાભાઈ મ્હોટા વખાણનાર હતા. પણ તે જ સાથે પંડીત ઓમકારનાથજી જોડે પણ એમને ઘરવટ જેવો સમ્બન્ધ હતો. પ્રખ્યાત સીતારા રહેમતખાના પરિચયમાં એ આવ્યા હતા અને બનારસના અજબ શરણાઈ વગાડનાર બીસમિલ્લાના જલસામાં પણ એ મ્હને લઈ ગયા હતા. અને શરણાઇના એ મશહુર ઉસ્તાદે પોતાની અજબ ફુંકથી શરણાઇમાંથી જાત જાતની રાગરાગણીઓ છેડી હતી ત્યારે ઉકાભાઇએ જ મ્હને એ વિષેની તમામ માહીતી આપી હતી. આ ઉકાભાઈ સંગીતના અચ્છા જાણકાર હતા એ વાતની પ્રતિતિ મ્હને કરાવી દીધી હતી. પણ એમની ઉસ્તાદીનો લાભ બે ચાર મહીના થઈ જવા છતાં પણ હુ મેળવી શક્યો ન્હોતો.

* *

ઉકાભાઇને ઉસ્તાદ કલ્પતાં મ્હારે મ્હારી કલ્પનાશકિતને ખુબ ખુબ ખેંચવી પડતી હતી. પહેલાં તો એમનો દેખાવ એક અપ-ટુ-ડેટ બીઝનેસમેન જેવો હતો. કોઈ સંગીતના આચાર્ય જેવો નહિ. એમને કદી પણ સાફા, અચકન અને સેરવાનીમાં જોયાં ન્હોતા. એ હંમેશાં અપ-ટુ-ડેટ યુરોપીયન ડ્રેસમાં જ રહેતા હતા. તેમ એમને ત્યાં અનેક પ્રકારના વાજીંત્રો પડ્યા હોવા છતાંય, એ કદીય વગાડતા નહિ. તેમ મ્હેં એમને કદી ગાતાં સાભળ્યા નથી. હું એમને ઘણીવાર એકાદી ચીજ સુણાવવા કહેતો પણ ત્યારે

હસીને એ મ્હારી વાત ટાળી દેતા અને વિનમ્રભાવે બોલતા કે "સંગીત વિદ્યા તો એક વિશાળ દરીઓ છે કાઠે ઉભેલા આપણા જેવાના હાથમા એકાદુ છીપલું આપે તો અહોભાગ્ય!' ઉકાભાઈની એ નમ્રતા નિહાળી હું તાજુબ થતો.

* * *

ઉસ્તાદો કોઈ અડીઅલ કોઈ વિદ્યાના ઘમંડી તો કોઈ મનમોજી આવે છે, પરન્તુ ઉકાભાઈની નમ્રતા નિહાળી મને કોઈ કોઈ વખત એમ પણ લાગતું કે કદાચ એ છુપું રત્ન હોય અત્યંત નમ્ર હોય તેમ કદાચ અત્યંત પ્રતિભાવાન હોય એ સંભાવિત હતુ. પણ મહીનાઓની મારી ઘણી ઘણી કાકલુદી છતા એમણે કોઈ વખત પોતાની કળા મને બતાવી ન્હોતી.

એક ઉસ્તાદના નામને માટે ઉકાભાઈ નામ વ્યાજબી ન્હોતું એમ પણ મને લાગતું. ઉકાભાઈની પાછળ ઉકાખા કે ઉદાખુવા એવું નામ હોવું જોઇએ એમ મને અહર્નીશ લાગ્યા કરતુ. પણ જ્યા એમની ફોઇએ ભુલ કરી હોય ત્યાં આપણે શું કરી શકીએ એમ માનીને હું મન વાળતો.

* * *

એમના પોતન કહે તો એ મ્હારી આગળ ગાય એ આશાથી મ્હેં એક દિવસ ગુલાબબ્હેન આગળ જઈ ઉકાભાઈની સંગીતપ્રિતિ વિષેની વાત છેડી. પણ એમણે તો પોતાના પતિની એ દીશાની ભકિત માટે ગર્વ લેવાને બદલે સ્હામો મ્હને ઉધડો લીધો, અને મારા વ્યકિતત્વ તરફ મ્હેણું ફેંક્યું કે, "આ માળામાં તમે મળી ગયા એટલે પાછા એ હાથથી જવાના."

"મારા ભાઈ સંગીતમાં કેટલા ઉસ્તાદ છે, તેના માટે તમારે મગરૂર થવું જોઇએ ભાભી?" મેં એમને ઠપકો આપતી ઢબે કહ્યું.

"અરે જોઈ એમની ઉસ્તાદી!" ગુલાબબ્હેન બબડયા; "એ ઉસ્તાદીમાં એમણે બાપાની દોઢ લાખની મીલકત ફના કરી નાખી. દેશનું

ઘર અને વાડી ગીરો મુકયા. અને આજે નોકરી કરવો પડે છે. મહેરબાની કરીને તમારા ભાઇની ઉસ્તાદીની વાતો મારી આગળ નહિં કરતા. મને એ બાબતની ખોતેર કોઠે ટાઢક છે.”

ઉસ્તાદો ને કલાકારોની પત્નીઓ આવીજ બેપરવા અને નિષ્ઠુર હોય છે એમ માની મ્હેં ગુલાબબ્હેનની વાતને મનમાં વધુ વજન ન આપ્યું, ને મ્હારા મિત્ર ઉકાભાઇની એટલી કમનશીબી એમ માની મન મનાવ્યું. અને એ દમ્પતિ વચ્ચે કલેશ ના થાય એ માટે ગુલાબબહેનના એમના વિષેના ઉદ્દગારની વાત પણ મેં ઉકાભાઇને ન્હોતી કરી.

અમારો સમ્બન્ધ બહુ ગાઢી મિત્રતામાં પારણમ્યો હતો. સંગીત વિષેનું બહુ છુટું છુટું જ્ઞાન ને તે પણ વિધવિધ પ્રકારનું મેં ઉકાભાઈ પાસેથી મેળવ્યું હતું. તેમ એમને મોઢેથી હિન્દના નામાંકિત ઉસ્તાદોને કલાવંતિઓ વિષેની અગંત માહિતીઓ પણ મેં એમની પાસેથી સંપાદિત કરી હતી.

* *

પણ એમને ગાતા સાંભળવાની મારી મુરાદ બર આવીજ ન્હોતી.

* *

એમને વતન સગામાં કોઇને ત્યાં લગ્નપ્રસંગ હોવાથી ઉકાભાઈ અને ગુલાબબ્હેન આઠેક દિવસ માટે દેશમાં ગયાં હતા. એ દરમિયાન એક રવિવારે મ્હારા અને ઉકાભાઇના અંગત મિત્ર જમનાદાસભાઈ એમને મળવા આવ્યા પણ એમના દીવાનખાનાના બારણે તાળુ જોઈ મ્હારી ઓરડીએ બેઠા. મ્હેં એમનું ચ્હાપાનથી સ્વાગત કર્યું ને વાતમાં વાતમાં ઉકાભાઈ જેવા સંગીતના ઉસ્તાદ બહુ શરમાળ છે, કોઈ દિવસ ગાતા નથી એવી મ્હેં ફરીયાદ કરી એટલે મ્હારી અજાયબી વચ્ચે જમનાદાસ ખુરશી ઉપરથી ઉભો થઈ ગયો. હસતો હસતો બેવડો વળી ગયો ને પછી ખુરશી પર બેસી જઈ હાફતા હાફતા બોલ્યો કે,

"ગાંડ્યા તું એને સંગીતનો ઉસ્તાદ સમજ્યો હતો?"

"હા બીજું શું સમજું?"

"એહ! એ તો દુનિયાનો ઉસ્તાદ છે. ચોપડા બાનવવાનો ઉસ્તાદ છે. ખોટા હિસાબો ઉભા કરનારો ઉસ્તાદ છે. એ તો દુનિયા ખાયેલ માણસ છે. જે કારખાનામાં એ કામ કરે છે ત્યાં માલેક માટે જુદા ચોપડા તૈયાર કરે છે. ટ્રસ્ટીઓ માટે જુદા બનાવે છે ને ઇન્કમટેક્ષવાળા માટે ત્રીજા જ પ્રકારના ચોપડાઓ તૈયાર રાખે છે! એની એ ઉસ્તાદી માટે તો એને સાડા સાતસોનો પગાર મલે છે. ઉકાભાઇ એટલે શું? એમને ઓળખતાં તમારે બીજો અવતાર લેવો પડશે."

"પણ એ સંગીતમાં બહુ સારૂં જાણે છે." મેં કહ્યું.

"અરે એના સંગીતના શોખે જ એણે બાપની દોઢ લાખની મિલકત ખતમ કરી નાખી. ને આજે નોકરી કરવી પડે છે. સંગીત તો માત્ર એમનો શોખ છે. એની ઉસ્તાદી તો દુનિયાની આંટીઘુંટીની છે! ને કારખાનાના માગનારાઓને અને બીજા ભાગીદારોને કેમ રડાવવા એજ એમની ખરી ઉસ્તાદી છે? ખોટા ચોપડા બનાવવા એ કંઈ જેવી તેવી ઉસ્તાદી નથી! એ દેશના ઉસ્તાદોને તારા સંગીતના ગવઇયાઓ કરતાં વધુ આવક હોય છે.

જમનાદાસનો ખુલાસો સાંભળી મને ગુલાબબ્હેનના શબ્દો પણ યાદ આવ્યા ને એવો હું હતાશ થઈ ગયો કે ખરેખર બેભાન જ બની ગયો.

☆

# ૬. દૂધપાક અને પાતરાં

શારદાના આંગણામાથી હું રવિવારે સવારે તેના ઘેર ગયો ત્યારે તેના વર શાન્તુએ બહાર ધસી આવી ઉંબરમા જ મારા હાથ પકડી ફરિયાદ કરી કે: "તારી ભાભી શારદામા અક્કલનો છાંટા નથી."

શારદા કઢીમાં મીઠો લીંબડો નાખતી હતી અને તે મીઠા લીંબડાના પાન અને ડાળખીઓ સાથે બહાર ધસી આવી, મારી તરફ જોઈ ડાળખીઓ એના પતિ તરફ નિર્દેશી બોલી કે: "આ તમારા બનેવી બીજાજનું ઘોયું છે. સમજે નહિ ને ડબ ડબ કરે છે, બધી વાત તમે જાણશો ત્યારે સમજશો કે અક્કલની ઉણપ કોનામાં વધારે છે."

આ એક અજબ જોડું હતું. અને મારે ય કોણ જાણે કેવા ય કમનશીબ હતાં કે મારે અનેક વખત એમનો ઝગડો જોવો પડતો અને લવાદ થઈ ચુકાદો આપવો પડતો. પતિ-પત્નિ બને બીજાજમાં લવીંગીઆ મરચાં જેવાં હોય ત્યાં કેવી રીતે મેળ મળે? શારદા મારા ગામની છોકરી જ હતી. એના પિતા અને મારા પિતા ભાઇબંધ હોવાથી અને શારદાના પિતા છગન શેઠ મને દિકરા જેવો ગણતા હોવાથી શારદાને હું બેન સમજતો હતો. અને શારદાનો વર શાન્તુ મારો નિશાળનો ગોઠીઓ હતો. હું શારદા જોડે બેનનું સગપણ રાખવા માગતો હતો પણ શાન્તુ શારદાને બાળવા માટે જ મારી આગળ "તારી ભાભી આમ કરે છે ને તેમ કરે છે" એમ ફરિયાદ કરતો અને શારદાએ ચિડાઇને મારા એ બાલગોઠીઆને મારો બનેવી ઠોકી બેસાડ્યો હતો અને એ પણ હમેશાં શાન્તુની ફરિયાદ મારી સમક્ષ રજુ કરતી વખતે 'તમારા બનેવી આવા અને તેવા' એવા શબ્દપ્રયોગો કરતી હતી. એ દંપતી જ્યારે હું તેમને ત્યા જતો ત્યારે બનેને હંમેશાં લડતાં ઝઘડતાં જ દેખતો, એ પણ બનવા જોગ છે કે હું બંનેનો વિશ્વાસપાત્ર હોવાથી મને

જોતાં બંને હૈયાની વરાળ મારી આગળ ખાલી કરતાં અને એકબીજાની વાતમાં ચોવટ કરી ચુકાદો આપવાની મનેય ટેવ પડી ગઈ હતી.

* *

એમના અંદરના ખંડમાં જઈ હિંચકા પર જગા લઈ મેં શાન્તુ અને શારદાને ઓરડામાં બોલાવી મારી સામે ઉભા રાખ્યા અને અદાલતના કોઈ વકીલની અદાથી બંનેની ઉલટપાલટ તપાસ શરૂ કરી.

'બોલ શાન્તુ તારી ફરિયાદ શું છે.'

"આજે શારદાએ દુધપાક અને પાતરાં રાંધ્યા છે."

"સારી વાત છે, એ વસ્તુઓ તને ખુબ ભાવે છે એ હકીકત હું જાણું છું."

'પણ ત્યાંજ મ્હોકાણ છે ને?'

શાન્તુએ મોઢું કટાણું કરીને કહ્યું.

'આજે મેં એરંડીઆનો જુલાબ લીધો છે ત્યારેજ શારદાએ મને બાળવા માટે ઘરમાં સરસ રસોઈ કરી છે.'

"તમારા બનેવી તો ઘરમાં એકલા પોતેજ જમનાર હોઈ એમ બોલે છે. હું અને કીકી, તમે, રામો આપણે તે કંઈ હિસાબમાંજ નહિ. એમણે એરંડિયું લીધું એટલે આપણે બધાએ પણ એમની માફક સોગિયું ડાચું કરી ખીચડી-દહીં ખાવું એમને?"

'નહિ શારદાને મારી જરાય દરકાર નથી!' શાન્તુએ કહ્યું.

"હૈયે હાથ રાખી જરા બોલો. ગયા રવિવારે તાવમાં હીબતા હતા ત્યારે માથા પર બેસી આઇસની કોથળી કોણ ફેરવતું હતું?"

"જો જો, દોસ્ત તું, પતિની સેવા એ આર્યનારીઓની ફરજ છે—ધર્મ છે, અને તારા ગામની આ છોકરી જરાક સેવા કરે છે તે કહી બતાવે છે!"

'ફકીરભાઈ તમે એને જ પુછો, આ તમારા ડાહ્યા-શાણા બનેવીને, કે સવારે એરંડિયું લીધું ત્યારે મને વાત કરી હતી? વહેલી સવારથી એમની નાકની દાંડી સામે વધારે દુધ લેવાય છે, રામા પાસેથી આળવીનાં પાન મંગાવાય છે અને બીજી બધી તૈયારીઓ થાય છે, ત્યારે મોંઢામાંથી ફાટતા નથી, કે મને ઠીક નથી. ખાનદાન ભાયડો હોય તો બાયડી ને છોકરાં જમે એમાં ઉલ્ટો ખુશી થાય.'

"નહિ નહિ દોસ્ત, શારદા મને બાળવા આ બધું કરી રહી છે. તું એનો સ્વભાવ નથી જાણતો. એ પુરેપુરી અવળચંડી છે. ના પાડીએ એજ કામ કરે"

"ખબરદાર અવળચંડી કહી તો, અવળચંડી હશે તમારી કોઈ સગલી. મારા ગામના ભાઈ આગળ મારો ભવાડો કરો છો, તો તમારા મનમાં તમે શું સમજો છો? દુધપાક ખાળમાં અને પાતરાં ગટરમાં ફેંકી દઈશ" આટલું બોલી શારદા ગુસ્સામાં રસોડામાં ગઈ, દુધપાકનું તપેલું હાથમાં પકડ્યું, રસોડાના ઓરડાની ખાળ આગળ ગઈ અને રેડવાની તૈયારી કરતી હતી ત્યાં શાન્તુના બ્હેન ઉંબરામાં દેખાણાં. એમને જો શારદાના હાથનું દુધપાકનું તપેલું એમનું એમ સ્થિર રહી ગયું. એ ચકોર સ્ત્રીએ એકદમ ફેરવી તોળી કહ્યું કે, "ગુલાબબ્હેન દુધપાકને ઠંડો કરવા હું જરા ખાળમાં મુકું છું. નીચે પાણીથી ભરેલી થાળી રાખી છે. આજે તમારા ભાઈનો જન્મદિવસ છે. એટલે તમને અને એમના મિત્રને ખાસ જમવા બોલાવ્યા છે. અને તમારા ભાઈને ભાવતી રસોઈ કરી છે!'

'આ વાત તો તેં મને કરી જ નહોતી!' શાન્તુએ ફરિયાદ કરી.

'તમે અને મારા ભાઈ બહાર હિંચકા પર જઈ બેસો અમે નણંદ-ભોજાઈ પેટ ભરીને વાતો કરીએ.'

'મારો જન્મદિવસ છે એ વાત મને કરતી જ નથી. મને ખબર હોત તો હું ઝઘડો જ ન કરત.'

"શારદા અવળચંડી નથી પણ તું જ અવળચંડો છે. હવે મુંગો મુંગો હાલ આપણે હિંચકે બેસીને પાન ખાઇએ ગુલાબબ્હેનને ખબર પડવા દેતો નહિ ગુલાબબ્હેન બે મિનિટ મોડા પડ્યા હોત તો શું થાય એની તો કલ્પના કર"

અમે બંને બહારના ખંડમાં જઈ હીંચકા પર બેઠા અને અંદર નણંદ-ભોજાઇએ પેટ ભરીને અલકમલકની વાતો કરી.

શાન્તુએ મને પુછ્યું: 'દોસ્ત કાંઈ રસ્તો બતાવ, કે જેથી આ અવળચંડીનો મીજાજ ઠેકાણે આવી જાય.'

'અરે દોસ્ત, સ્ત્રીઓને સમજાવવી એમા કઈ મોટી વાત છે? જો તારી સ્ત્રીનો હવે જન્મદિવસ આવે તેજ દિવસે તારે એના બ્હેનપણીઓને જમવાનુ કહેવાનો આગ્રહ કરવો. અને તે દિવસે તારે દાઢુ વધારીને મેલા કપડાં પહેરીને આખા ઘરનું ઝાડુ સાફ કરવું, પછી તેની બહેનપણીઓ આવે તો પણ તારે તો બબુચકની જેમજ વર્તવું. પછી જોઈ લે તેનો રકાસ.'

* *

થોડા દિવસ ગયા અને શારદાનો જન્મદિન આવ્યો. શાન્તુએ તે દિવસે આગ્રહપૂર્વક શારદા પાસે તેની બધી બ્હેનપણીઓને નોતરું દેવરાવ્યું.

શારદા તે દિવસે વહેલી ઉઠી. પોતાના બન્ને બાળકોને ફુલસમા નવરાવી ધોવરાવીને કપડાં પહેરાવ્યાં. પણ શાન્તુ મારી સલાહ મુજબ તે દિવસે શારદાના આગ્રહ છતાં ૯ વાગેજ ઉઠ્યો.

"અરે, તમે નાહી ધોઇને કપડાં તો બદલાવો, હજામત કરો, હમણાં મારી બ્હેનપણીઓ આવશે અને તમારા આ દિદાર......"

'તે તારી બ્હેનપણીઓ આવે, એટલે મારે રજાને દિવસે પણ આરામ ન કરવો? મને અત્યારમાં પજવ મા; મારે તો ગમે તેવાં કપડાં ચાલે, મારે ક્યાં હવે ફરી પરણવું છે!' શાન્તુએ આદરી.

"અરે, પણ તમારા આવા ધાંચા જેવા કપડાં, તમારૂં વધેલું દાઢું, અને તમારો આ આળસુ જેવો દેખાવ મારો બ્હેનપણીઓ જોશે તો હું લાજી મરીશ. આ દુધપાક ને પાતરાં બનાવ્યા છે તેની મઝા જશે" શારદાએ પોતાની ચિંતા વ્યકત કરી.

"તે દુધપાક ખાવાની મજા ન રહે તો ખાળે ઢોળી નાખજે." શાન્તુએ હળવે રહીને મરચું મુક્યું.

"અરે હું તમારે પગે પડું, તમે તે દિવસની દાઝ આજ નહિ કાઢો, તમારે ખિજાવું હોય તો હું એકલી હોઉં ત્યારે ખીજાજો. પણ અત્યારે નહિ, ભાઇસાબ અત્યારે નહિ. જલદી નાહી ધોઇને પરવારી નાખો હમણા બધાં આવશે અને પેલી સરલા, બોલી ચંચલ, નથુકાકાની પુષ્પા, તમને આ વેશમા જોઇને એટલું હસશે કે મારૂં તો પેટ બળીને ખાક થઈ જશે. અત્યારે 'ધરણ ટાણે સાપ કાઢો મા.' હું તમને હવે કોઈ દિ નહિ કનડું, તમારા સમ?

"મારા સમ" શાન્તુએ પુછ્યું.

"તમારા સમ" શારદાએ જવાબ આપ્યો અને શાન્તુ ડાહ્યો ડમરો ભરથાર બની ગયો.

આઠ દિવસ પછી શાન્તુ મને રસ્તામાં મળ્યો.

"દોસ્ત ફકીર તમારો કીમીયો કમાલ નીકળ્યો. ત્યારની શારદા હવે સીધી દોર થઇ ગઈ છે."

"ચાલ, ત્યારે એક સીંગલ ચા પાઈ નાખ, અને જો તમાકુવાળું પાન ખણ ભુલતો નાહ." અમે બન્નેએ નજીકની હોટલ તરફ પગ માંડ્યા.



# ૭. અજાણ્ડૂ સ્વાદની શોક્ય

જયા અને જગમોહનનો સંસાર ઉપલક દૃષ્ટિએ નીહાળતા સારી રીતે સરળતાથી ચાલતો હતો અંને ઉચ્ચ વણીક કુટુંબના હતા અને તેમાં જયા તો જુના વિચારના વૈષ્ણવ કુટુંબમા ઉછરી હતી, એટલે તેનામાં જુની ધર્મભાવના, આસ્થા અને પતિ એ પતિનો પ્રભુ એ આર્ય સંસ્કાર હતા. જગમોહન શેર બજારમાં કામ કરતો. ઠીક કમાણી કરતો. શાંત સ્વભાવનો હતો, જયા પ્રત્યે માનબુદ્ધિથી જોતો. એ દંપતી મુંબઇમા જુની હનુમાન ગલીના એક માળામાં રહેતા હતા. પાડોશ ભાટીયા, વાણીયા, બ્રાહ્મણ જેવી ઉજળી ગ્નાતોના ગૃહસ્થ કુટુંબનો હતો.

* *

જગમોહન સાધારણ સ્થીતીના વણીક કુટુંબમાં ઉછર્યો હતો. એ કુટુંબ વર્ષો પહેલા કાઠીઆવાડના મહુવા ગામથી મુબઇમા આવી સ્થાયી થતું હતું, અને નવ માણસના કુટુંબનું ભરણપોષણ કરવામાં જગમોહનના પીતા માણેકલાલને રાત દીવસ વૈતરૂ કરવુ પડ્તું હતું. માણેકલાલ મુળજી જેઠા મારકેટમાં એક કાપડીઆને ત્યા ઉઘરાણીવાળા હતા. અને દુકાનની ઉઘરાણીના કામમાં પગાર મુશ્કીલે મળતો હોવાથી બીજાં પણ કામો કરવાં પડતાં હતાં. એક બે ઠેકાણે એ રાતે અને સ્હવારે છુટક નામું લખતા, થોડી દલાલી કરતા, અને આ રીતે ખુબ ખુબ મહેનત કરી એ મુંબઇ જેવા ગામમા કુટુંબને વર્ષોથી નભાવી રહ્યા હતા. આવા કુટુંબમા ઉછરેલા જગમોહનમાં સાહિત્ય, કળા, અને સૌંદર્યના પોષક ઉચ્ચ સંસ્કારોના બીજ કયાંથી પડે? તેમ તેનામાં વીદ્યાભ્યાસંગ પણ કઇ રીતે આવે. માણેકલાલને ખાસ સંસ્કાર કેળવવાની ફુરસદ જ નહોતી, તેથી એ સંસ્કારની ઉણપ પણ જગમોહનમાં રહી ગઇ હતી.

* *

આમ ઉચ્ચ સંસ્કારોથી જગમોહન અલીપ્ત રહ્યો હતો, પણ બીજી રીતે જીવનની લહતમાં વહેતો પડયો હતો. મેટ્રીક સુધીનો અભ્યાસ કરી પિતાના પ્રોત્સાહનથી એ પહેલાં કાપડ મારકેટમાં નોકરીએ રહ્યો હતો, પછી બીજા બજારોનો અનુભવ મેળવ્યો હતો. નામું લખવામાં કુશળતા મેળવી હતી, પહેલાં મામુલી ગુમારતો, ઉઘરાણીવાળો, પછી સેલ્સમેન એમ તેણે ધંધામાં પ્રગતી કરી હતી, અને પાસે થોડી મુડી થતાં તેણે છેવટે શેર બજારમાં લંગર નાંખ્યું હતું, ત્યાં એક જાણીતા શેર દલાલની સાથે પેટા દલાલ તરીકે એ કામ કરતો હતો. લગ્ન થયા પહેલાં જગમોહન ધંધે ચડી ગયો હતો તેની છ બ્હેનો પરણી સાસરે સીધાવી હતી, માબાપ પાછાં મહુવામાં સ્થાયી થયાં હતાં. પોતે ઘડપણમાં વતનમાં પોતાનું અને પત્નીનું પેટ ભરી શકે એટલું દ્રવ્ય માણેકલાલે જીવનના પાછલા ભાગમાં મેળવી લીધું હતું. ખાસ જરૂર પડે ત્યારેજ તે જગમોહન પાસેથી પૈસા મંગાવતો. આમ જગમોહનને જીવન નીભાવવા પીતા જેવું વૈતરૂં નહોતું કરવું પડતું. તેમ માણેકલાલ જેવડાં મોટાં કુટુંબનો ભાર તેના શીર પર નહોતો. કમાણી સારી હતી, એટલે શેર બજારના ઘણાએ યુવાનોની બાબતમાં બને છે તેમ એ જરા ખર્ચાળ, ખાવાપીવાનો અને હરવા ફરવાનો શોખીન બન્યો હતો. જયાના સદભાગ્યે જગમોહન કુછંદે ચડયો ન હતો. કારણ બચપણથી તેને પૈસાની કીંમત સમજાઈ હતી. અને યુવાવસ્થામાં પગ મુકતાં સખત કામોવાળી નોકરીઓમાં પલોટાઈ જતાં એ ખરાબ દોસ્તોની સંગતમાં સપડાયો ન હતો. એટલે નૈતીક અધઃપતનથી એ બચી ગયો હતો. અને તેથી જ ઉપર આપણે જોઈ ગયા તેમ જયા—જગમોહનનું જોડું સરળ જીવન ગાળતું હતું.

બચપણમાં અને કીશોરાવસ્થામાં ખાવા પીવા અને હરવા ફરવા સંબંધમાં જગમોહનને ઘરની ગરીબ હાલતને લીધે—ખુબ ખુબ અંકુશમાં રહેવું પડયું હોવાથી શેર બજારમાં સ્વતંત્ર થતાં તેની જીવ્હાની રસવૃત્તિ વીકસી હતી, તેમ શની—રવીવારે નાટક સીનેમા અને કોઈ દિવસ ટેક્ષીસફ

એ વરલી અને જાહુ ફરવા જતો હતો. નાટક સીનેમાનો જગમોહનને શોખ હતો, પણ તેના જમવાના શોખ આગળ તેના બીજા શોખો અંકુશમાં હતા. મુંબઈના એકેએક ગુજરાતી, હીંદુ અને દક્ષીણી હીંદુ રેસ્ટોરાંઓનો જગુને અનુભવ હતો. કયા મુખશાંતી ગૃહમાં સારી ચાહ મળે છે, કેટલે કયું સારાં તૈયાર થાય છે, ભજીયા કઈ હોટલનાં વખણાય છે, એ બધું તે જાણતો હતો, ઉપરાંત મુંબઈના હીંદુ લોજોની પણ તે વારંવાર મુલાકાત લેતો હતો. આમ પોતાની જાત માટે અને ઉપર કહ્યા તે પોતાના શોખો સંતોષવા જગુ છુટે હાથે દ્રવ્ય ખર્ચતો અને તેમાં પોતે કશુંએ ખોટું કરે છે તેમ એ માનતો નહી. તેમ જયાનું પણ એ વાત તરફ લક્ષ ગયું નહોતું.

* *

જયાનો જન્મદિવસ હતો. જયાએ હોંશમાં આવી સરસ રસોઈ બનાવી હતી, જગમોહન સવારે એક ઘરાકને મળવા ગયો હતો તે બપોરે બાર વાગ્યે ઘેર આવ્યો. જયાએ રસોડામાં જગુની થાળી તઈયાર કરી અને તેને જમવા બોલાવવા હાક મારી. જગમોહન પોતાની ઓરડીની બહાર ગેલેરીમાં ઉભો ઉભો સીગારેટ પીતો હતો. તેણે ત્યાં ઉભા ઉભા જ કહી દીધું કે, "તું જમી લે હું લોજમાં ખાઈને આવ્યો છું. આજે......લોજમાં ધારી દુધપાકનું જમણ હતું."

પતિનો એ પ્રત્યુતર સાંભળી જયાનું મ્હોઢું પડી ગયું, પોતાના જન્મદિવસે પણ પતિ પોતાની સાથે ન જમે? સવારથી બાપડીએ જગુને ભાવે એવી સ્વાદીષ્ટ રસોઈ બનાવવા કેટલી મહેનત લીધી હતી, પણ પતિદેવને એ સેવાની કયા કદર હતી? ઢીલે મોંએ જયાએ જેમ તેમ ખાઈ લીધું, જગુ તો લુગડાં પહેરી થોડી વારમાં બજારમા ગયો. પતિના વર્તનથી ચીડાયલી જયાએ બધી રસોઈ કામ કરનારી ઘાટણને આપી દીધી.

* *

ઝીંદગીમાં પહેલીવાર જયાને પોતાના પરીણીત-જીવનમાં અસંતોષ ઉદ્ભવ્યો. પોતે પતિદેવને ખુશ કરવા આડોશીપાડોશીઓ અને ઓળખીતી બ્હેનો પાસેથી નવી નવી વાનીઓ બનાવવાની કળા શીખી પાકશાસ્ત્રમાં પ્રવીણ બની હતી. હરહંમેશ જગુ ખુશ થાય માટે વીધવીધ પ્રકારની રસોઇ તૈયાર કરતી. પણ જગમોહન જયાએ રાંધેલી રસોઈ હોંશથી જમતો નહતો. ધણીએ રાતો એવી જતી જ્યારે જગુ જયાના આગ્રહથી પાટલા પર જમવા બેસતો પણ બપોરે અને સ્હાંજે હોટેલોમાં ઝાપટી આવેલો હોવાથી બરાબર વાળુ કરી શકતો નહી. "ભુખ નથી" "તબીયત સારી નથી." એવા 'બ્હાનાં' કહાડી થોડુંક ખાઈ ઉઠી જતો. પતિ ઘરમાં બરાબર જમતા નથી એ જોઈ જયા અકળાતી, એ પતિભક્ત ભામીની પોતે પણ અડધી ભુખી રહેતી, અને પતિને પોતાના હાથની રસોઈ નથી ભાવતી એ માટે પોતાનાં નશીબ અને દૈવને દોષ દેતી, પતિ નિરંતર માંદા રહે છે. એવો પણ તેને વહેમ પડતો. જગમોહનના શરીર પર કંઈ પણ રોગનાં ચીન્હો કે અસર નહી થતાં એ નવાઈ પામતી, અને કોઈ કોઈ વખત એમ માનતી કે જગમોહનને હાડમાં કંઈ રોગ છે. જયાને જગમોહનની સ્વાદીયા વૃત્તિની ખબર હતી, પણ જીંદગીમાં કદી પણ નહીં જોએલી હોવાથી હોટેલો અને લોજો વિષે તેને કશો પણ ખ્યાલ નહોતો.

* *

જન્મદીવસે પણ ધણી પોતાની સાથે ન જમ્યો એ વાતનું જયાને માઠું લાગ્યું હતું. એનો એ આખો દીવસ બગડયો. પાછલે પહોરે સારાં વસ્ત્રો પહેરી પોતાને પીઅર જવાનો તેનો વીચાર હતો, પણ બપોરના પ્રસંગ પછી એ વીચાર તેણે માંડી વાળ્યો. આખો દીવસ એ ઉદાસ અને ખીન્ન પોતાની ઓરડીમાં બેસી રહી. સ્હાંજે જયાની એક બાળસખી તેને મળવા આવી, તેની આગળ વાતચીત કરતાં જયાના અવાજમાં કરૂણતા નીહાળી પેલી બ્હેનપણી લલીતાએ મમતાથી જયાની મુંઝવણનું કારણ

પણ લલીતા ચકોર હતી. એ જયાના મુખની નીસ્તેજતા જોઈ એટલું તો કળી ગઈ હતી કે જયા કોઈ વાતથી મુંઝાય છે. જયા અને જગમોહનનો સંસાર ઉપરથી દેખાય છે એવો સરળ અને સારી રીતે નહી ચાલતો હોય, લલીતા જયાનો સ્વભાવ જાણતી હતી, સીધી રીતે એ પોતાની વાત કરે એવી નહોતી, એટલે લલીતાએ આડકતરી રીતે અદાલતમાં વકીલો સાક્ષીની ઉલટફાલટ તપાસ કરે છે એ રીતે પ્રશ્નો પુછી જયા પાસેથી ખરી વાત કહેડાવવાનો ઠરાવ કર્યો.

"જયા તું આજ ઢીલી પડી ગએલી કેમ લાગે છે?" લલીતાએ પુછ્યું.

"ઢીલી કંઈ નથી, હું આનંદમા છું."

'આજે તારો જન્મદીવસ, છે ને!"

"હા."

"જન્મદિવસે તો માણસો આનંદમાં હોય. તું આમ મ્હીલે મ્હોંએ કેમ બેઠી છે?,

"અમસ્તી જ"

"અમસ્તું કોઇનું મ્હોઢું તારા જેવું ન થઈ જાય, ઘરમાં તમે બેજ જણ છો. નથી તારે બીજી બ્હેનોની માફક સાસુ નણંદનું સાલ કે નથી દેરાણી જેઠાણીઓ કે કલેશ અને કડવાશનો અવકાશ હોય."

"એ નજરે તો બ્હેન હું સુખી છું ઘરમા અમે બેજ જણ છીએ. અને શું દુ:ખ હોય? એ સારૂં કમાય છે. હું એમનું ઘર રાખું છું. ખાઇ પી, આનંદમાં દીવસો ગાળીએ છીએ."

"ખોટું ન બોલ. તું બરાબર ખાઈ શકતી નથી, પેટ ભરીને જમતી હો તો આવી દુબળી ન પડી ગઈ હોય. એક વરસ પહેલા તું કેવી હતી?"

જયાએ આ પ્રશ્નનો કશો જવાબ ન આપ્યો. પણ લલીતા તેને ક્યાં છોડે એવી હતી? થોડીવાર જયાના મુખ સામે ટગર ટગર જોઇ ટીખલી લલીતાએ ઓચીંતો જ પ્રશ્ન કર્યો કે—

"એલી જયા! તે શું શોકયનું સાલ છે?"

"ખબરદાર! એમના માટે એવું કંઈ બોલી તો."

"ત્યારે તારા વર જગમોહનદાસ તદ્દન સીધા માણસ છે એમને?"

"હા."

"સીધા સોટા જેવા?"

"લલીતા તું મશ્કરીએ ચડી છે?"

"નહી એવું કંઈ નથી. અમસ્તું જ પુછું છું, વારૂ એ તને ારપીટ કરે છે?"

"એમણે આટલા વર્ષોમાં મારી સામે હાથ તો શું આંખ પણ થી કહાડી."

"તો સુઇ! આવું વાંદરી જેવું હાસું કરી કેમ બેઠી છે?"

લલીતા નહી છોડે એ જયા સમજી ગઈ. પણ તેની આગળ ખરી વાત કરતાં એ ફરીઆદની ક્ષુલ્લકતાનો ખ્યાલ આવતાં એ ખડખડાટ હસી પડી. અને બોલી કે "બ્હેન લલીતા, વાતમાં બહુ માલ નથી."

"પણ મને કહેતો ખરી."

"શું કહું? કોઈ સાભળે તો મને ગાંડી ગણે. એ ઘરમાં કોઇ દિ બરાબર જમી શકતા નથી. આજે મારો જન્મદીવસ છે. મેં એમને માટે ભાવતું ભોજન તૈયાર કર્યુ હતું, પણ એ લોજમાં જમીને આવ્યા."

"હું બધું સમજી ગઈ, પણ તું દુબળી કેમ પડી ગઈ છે."

"એ નથી ખાઈ શકતા એટલે હું પણ નથી ખાતી, એ માંદા તો નહી હોય?"

ગાડી રે ગાડી, આંખ હોય તો લોજમા ક્યાથી જમી આવે? જયા આ તારી એકલીની ફરીયાદ નથી, આ તમારા એકલાંના દંપતી જીવનની વાત નથી, મુંબઇની એકે એક ચાલમા, એકે એક ઓરડીમા રડતા કુટુ બોની આ કથા છે. એકે એક હીંદુ, પારસી ખીસ્તી, અને મુસ્લીમ બહેનોના વીતકની, આ વાતો છે. મુંબઇની અનેક ગૃહીણુઓ માટે આ કોયડો છે અનેક બહેનોની આ ફરીયાદ છે—"

"લલીતા તું તો ભાષણ કરવા મંડી"

"હા, હું જરા આવેશમાં ગઈ આવી હતી. મારે પણ તારા બનેવી જગમોહનદાસ જેવા જ હતા. મેં એમને સીધા દોર કરી નાખ્યા છે. મુંબઇમાં ઘણાએ ભાયડાઓ બહાર હોટેલ અને લોજમા એકલા ઉંટની માફક જઈ હોજરી ભરી આવે, અને ઘરમા એમની વાટ જોઇને રસોડામા બેસી રહેતી પત્નીઓ સમજે કે પતિદેવ માંદા છે, કે નાજુક છે. ખરી વાત એ હોય છે કે આ પુરૂષો આખો દીવસ જ્યા ત્યા ખાવા કરતા હોવાથી ઘરમા પુરૂં ખાઈ શકતા નથી, અને એમની તારા જેવી ભોળી ભાભીઓ નકામી ભુખે મરી પોતાની કાયાને કષ્ટ આપે છે.

"ત્યારે કરવું કેમ?"

"હું તને સરસ રસ્તો બતાવુ" આમ કહી લલીતાએ જયાના કાનમા વાત કરી, જે સાભળી જયા ખડખડાટ હસી પડી

* *

થોડા દીવસ તો જગમોહન કંઈ બોલ્યો નહીં, પણ એક મહીનો સુધી લાગલાગટ દર સહવારે બાજરીના રોટલાઓ, દાળ, અને રાતે ખીચડી અને શાકનું શુષ્ક ભોજન જયા તેની આગળ રજુ કરતા તેનાથી રહેવાયું નહીં. એક દીવસે બંને સાથે જમવા બેઠા હતા, ત્યા જમુએજ વાત ઉપાડી, "જયા રોજ ને રોજ આ રોટલી? આગળ કેવી ભાતભાતની રસોઈ તું તૈયાર કરતી હતી?"

"એ વખતે રસોઇને કળા સમજી, તમને ખુશ કરવા હું રાંધતી, પણ તમને મારી રસોઇ ભાવતી નહી. લોજ અને રેસ્ટોરાંનો ખોરાક તમને વધારે ગમતો, એટલે મેં તકલીફ લેવાનું માંડી વાળ્યું."

"ત્યારે રાંધે છે જ શું કામ? આ રોટલી અને ખીચડી પણ શા માટે જોઇએ?" જગુએ જરા ચીડાઇને કહ્યું.

"હુ તમારૂં ઘર રાખુ છું. એટલે આટલું તો મારે ફરજ સમજી તૈયાર કરવું જોઇએ, તમે ભુખ્યા ન રહો એ. મારે જોવું જોઇએ. અગાઉ હું પાંચે પકવાનો કરતી ત્યારે તમે ક્યાં રોજ ઘેર જમતા? તે વખતે મને રસોઇમાં હોંશ હતી તે ઉડી ગઈ."

"પણ ત્યારે આ ઘીનો આખો ડબ્બો પંદર દીવસમાં કેમ ખલાસ થયો?" જગુએ પુછ્યું:

"એ તો હું તમે બજારે ગયા પછી બપોરે પુરી ને શીરો કરીને ખાઉં છું."

જયાનો આ ખુલાસો સાભળી જગમોહન અવાચક થઈ ગયો એટલે જયા બોલી. "એક મહીના પહેલાં મારા જન્મદીવસને દીને અને મારૂં દુબળું શરીર જોઇ તમે મમતાથી મારી ખબર પુછી હતી અને હું શાથી નબળી પડી ગઈ છું એ જાણી તમે મને તમે પોતે ઘરમાં જમો કે ન જમો પણ મને મનભાવતું કરી લઈ ખાવાની છુટ આપી હતી. અને મારૂં શરીર સુધરતું હોય તો અનાજ, ઘી, સાકરની કસર નહી કરવા પણ મને કહ્યું હતું. એટલે આપની આજ્ઞા માથે ચડાવી હું પોતે ઘરમાં મનભાવતાં ભોજન કરીને ખાઉં છું.

જગમોહન શાણો હતો. બધી વાત સમજી ગયો, કંઈ બોલ્યો નહી. મુંગો મુંગો રોટલી અને દાળ જમીને ઉઠી ગયો. પણ બજારમાં જતા પાછો ફરી જયાને કહેતો ગયો.

"જો જયા રાતે ધુઘરા, કચોરી, અને શીરો પુરી કરજે, આપણે ભેગાં જમશું."

"જી. જરૂર" જયાએ પ્રત્યુતર આપ્યો. જગુ ગયો અને જયા પોતાના વક્ષસ્થલ પર બેઉ હાથ દાબી બોલી "હાશ! બાઈ! મારે એટલું જ જોઈતું હતું! લલીતા, પ્રભુ તારૂં ભલું કરશે!"

☆

## ૮. મુનીમમાંથી શેઠ

મુળજીભાઈ અને વનેચંદ કાઠીઆવાડના એક જ ગામના વતની હતા. બંને અમરેલીથી ન્હાની ઉમ્મરે મુંબઈ આવ્યા હતા, અને કાપડ મારકેટમાં એક દુકાનમાં ગુમાસ્તા તરીકે નોકરીએ રહ્યા હતા.

આશરે પચીસ ત્રીસ વર્ષ પુર્વે એ બે જણાઓએ મુંબઈમાં જીંદગીની શરૂઆત કરી હતી. સવારે વહેલા આઠ વાગે મારકેટમાં આવેલી દ્વારકાદાસ શેઠની દુકાન એ બંને ઉઘાડતા, દુકાનને ઝાડુ મારી સાફ કરતા, શેઠને બેસવાની ગાદી પર ધોબીને ત્યાંથી ધોવાઈને આવેલી ચાદર પાથરતા, દુકાનના પીતળના શાહીના ખડીઆ, દીવી વગેરે માંજી ચકચકીત કરતા અને મારકેટનો ભરો સમયસર ન આવ્યો હોય તો દુકાનનું મટકું પણ સાફ કરી ભરી આવતા.

* *

નવેક વાગે દુકાનના કામમાંથી પરવારી જુની હનમાન ગલ્લીમાં આવેલા શેઠને ઘેર જતા, શેઠશ્રીના ઘર માટે શાકભાજી કે એવું કંઈ બીજું બજારમાંથી આણવું હોય તે લાવી આપતા અને ત્યાંથી છુટી વીશીમાં જમી, આવી-પાછા દુકાને નોકરી પર લાગી જતા તે છેક રાત સુધી.

દુકાનેજ રહેતા. અને રાતે પાછા વીશીમાં જઈ આવી, દુકાનની ગાદી પરજ સુતા. આ રીતે એ બે છોકરાઓએ મુંબઇમાં ગુમાસ્તા જીવનની શરૂઆત કરી હતી.. વતનથી દુર દુર મુંબઈ શહેરમા પોતાનું જીવન નાવડું આમ તરતું મુકી દીધુ હતું.

* *

વાલજી અને વનેચંદ અમરેલી ગામમાં ગુજરાતી ૭ ચોપડીઓ સુધી અભ્યાસ કર્યો હતો; બાકી નામુ ઠામું અને ખપ પુરતું અંગ્રેજીનું જ્ઞાન બંનેએ મુંબઇમાં દુકાનનાં કામકાજમાંથી જ શીખી લીધું હતું. વાલજી શેઠને ત્યા શાકપાંદડું લાવી આપવા જતો ત્યારે ઘણી વખત દ્વારકાદાસ શેઠના વૃદ્ધ પિતાશ્રી ગોરધનદાસ શેઠ તેને પોતાની શીગરામ ગાડીમાં શાક મારકેટ સુધી લઈ જતા, ગોરધનદાસ શેઠ હવેલીમાં ગોસ્વામી મહારાજને મળી આવતા, વાલજી શાક લઈ આવતો અને પછી મોટા શેઠ અને ગુમાસ્તો બંને શેઠની શીગરામમાંજ ઘેર પાછા આવતા.

ગોરધનદાસ શેઠના પરીચયથી, તેમના નીરંતર સહવાસથી વાલજીમાં ધર્મભાવના જાગ્રત થઈ હતી. તદુપરાંત "એકજ શેઠની નોકરી કરવી, માલેકનું લુણ હલાલ કરવું, વધુ કમાણીની આશા ન સેવવી, શેઠ મહેરબાની કરી જે પગાર માંડી આપે તેમાં સંતોષ માનવો, આગલા ભવે જેણે પુણ્ય કર્યાં હોય તે આ ભવે શેઠ બને છે, જ્યારે આ ભવમાં શેઠની વફાદારીથી ચાકરી કરનાર વ્યકતી આવતા ભવમાં શ્રીમંતને ત્યાં જન્મે છે."

આવા આવા વીચારો ગોરધનદાસ શેઠે વાલજીના મગજમાં ભરી દીધા હતા. જ્યારે વનેચંદ દ્વારકાદાસ શેઠના એક સાળા મનોરદાસના પરિચયમા વધુ આવી જુદીજ દિશામાં આગળ વધ્યો હતો. મનોરદાસ જેને પુરેપુરો ખેલાડી કહી શકાય તેવો હતો. દ્વારકાદાસ શેઠની દુકાનમાં તેનો બે આનીનો ભાગ હતો, આમ છતાં તેણે બીજી એક દુકાન મારકેટમાં ખોલી હતી, તેણે અનેક ધંધા કર્યા હતા, અનેક શેઠો, ધંધાઓ અને

આડતીઆઓ બદલ્યા હતા, અનેક બજારોમાં તે ઘુમી વળ્યો હતો. સટો ખેલી તેણે એક વખત પોતાના બનેવી દ્વારકાદાસ શેઠને પણ નવરાવી નાંખ્યા હતા. એમની દુકાનમાંથી એ છુટો થયો હતો, અને પછી તો સાળા બનેવીને બોલવાનો પણ વ્યવહાર નહોતો રહ્યો.

* *

મનોરદાસે વનેચંદને પોતાની બીજી દુકાને પહેલેથી જ ખેંચી લીધો હતો. તે બજારોમાં વનેચંદને સાથે ફેરવતો. એ તીક્ષ્ણ બુદ્ધીના કાઠીયાવાડી છોકરા તરફ તેને ખાસ મમતા હતી. મનોરદાસની તાલીમથી ઘણા થોડા વખતમાં વનેચંદ મુંબઈનાં જીવનમાં પાવરધો થઈ ગયો હતો, મુંબઈને એ ઓળખી ગયો હતો. અને મુંબઈમાં આગળ કેમ વધવું તેની ચાવી તેને મળી ગઈ હતી. જ્યારે વાલજી દ્વારકાદાસ શેઠને ત્યાં જ એકનીષ્ઠાથી નોકરી કર્યા કરતો હતો.

* *

થોડાં વરસોમાં તો શરૂ કરતાં ચેલો સવાયો નીકળ્યો. વનેચંદ મનોરદાસને છોડી બીજા એક શેઠની નોકરીમાં રહ્યો, થોડા જ સમયમાં એ નવા શેઠની દુકાનમાં મુનીમ બન્યો, ભાગીઓ બન્યો. પછી શેઠની જ દુકાન પોતાની કરી નાંખી અને વાલજી ધીમે ધીમે દ્વારકાદાસ શેઠની દુકાને ગુમાસ્તામાંથી ઉઘરાણીવાળો, ઉઘરાણીવાળામાંથી માલ વેચનાર સેલ્સમેન અને છેવટે મુનીમ બન્યો. ત્યારે વનેચંદ શેઠે અમરેલી અને મુંબઈમાં પોતાનાં ઘરનાં ઘર કરી લીધાં હતાં.

આમ બન્ને મિત્રો વાલજી અને વનેચંદ મુંબઈના કાપડ બજારમાં એક બીજાથી ઉલટી દીશામાં ગમન કરવા છતાં બન્ને વચ્ચેની મૈત્રી જેવી ને તેવી રહી હતી. વનેચંદે ઘણીએ વાર વાલજીને પોતાની દુકાને આવી રહેવા કહ્યું હતું, પણ નોકરી કરવી તો એકનીષ્ઠાથી એકજ શેઠની કરવી એવું માનનાર વાલજી વનેચંદ જોડે ભેળાયો ન હતો. વળી વાલજીને વહેમ

હતો કે વનેચંદ કાળાં ધોળાં કરી મુંબઇમાં આગળ વધ્યો હતો. જ્યારે કાળુ ધોળું તો શું પણ ખોટું બોલવું એ પણ જેના સ્વભાવમાં ન હતું.

વાલજી એકજ સ્થળે પડી રહ્યો હતો અને દરે દીવાળીએ દ્વારકાદાસ શેઠ જેટલી જેટલી મહેરબાની કરે તે પ્રમાણે એ આગળ વધતો હતો.

*

વનેચંદ પોતાના પૈસાથી ભારે ધામધુમથી પરણ્યો હતો, જ્યારે વાલજીનાં લગ્ન દ્વારકાદાસ શેઠની મદદથી થએલાં. ગોરધનદાસ શેઠ જીવતા હતા ત્યાં સુધી વાલજીને ત્યાં કંઈ પણ સારો માઠો પ્રસંગ બનતો ત્યારે ગોરધનદાસ શેઠના કહેવાથી દ્વારકાદાસ શેઠ વાલજીને ઘરનું છોકરૂં ગણી તેની પડખે ઉભા રહેતા. દ્વારકાદાસ અને ગોરધનદાસ એ બન્ને શેઠીઆઓ જુના પ્રકારના દેશી શેઠીઆ હતા. નોકર તે નોકર અને શેઠ તે શેઠ, એવું માનનારા હતા. નોકરે વફાદારીથી થોડા પગાર લઈ શેઠનું નીમકહલાલ કરવું જોઇએ એવું માનનારા એ હતા. તે સાથે એ પણ માનતા કે નોકરો ત્યાં પોતાના મુનીમ કે ગુમાસ્તાને ત્યાં કંઈ માઠું બને કે શુભ પ્રસંગ આવે તો પોતે એ ખર્ચ ઉપાડી લેવા બંધાયા છે. વાલજીનાં મા અને બાપનાં કારજમાં દ્વારકાદાસ શેઠેજ દ્રવ્ય આપ્યું હતું. આમ વાલજી ઘરેડમાં પડી ગયો હતો, અને પોતાની જાતને સુખી માનતો હતો, દુકાનમાં મુનીમપદ પ્રાપ્ત કર્યા છતાં તેનો પગાર ઘણો વધ્યો ન હતો. બીજી દુકાનોના મુનીમોની સરખામણીમાં વાલજીનો પગાર ઘણો ઓછો હતો, અને તે મુંબઈ ગામમાં માંડ માંડ ઘરસંસાર નભાવ્યે જતો હતો, પણ પહેલેથી સંતોષ રાખવાની ટેવ પડી હતી તેથી તેને પોતાની પરીસ્થીતી બહુ સાલતી નહી.

* *

દરમ્યાન ગોરધનદાસ શેઠ અને દ્વારકાદાસ શેઠ ગુજરી ગયા અને દુકાનનું સુકાન દ્વારકાદાસના એક ભાઈ કરસનદાસના હાથમાં આવ્યું. આ

કરસનદાસનો દુકાનમાં ભાગ હતો, અને પોતાના ન્હાના ભત્રીજાઓ—દ્વારકાદાસના પુત્રો વતી તે દુકાનનો વહીવટ કરતો હતો.

* *

કરસનદાસે દુકાનનો વહીવટ હાથમાં લેતાંની સાથે દુકાનના જુના માણસોને કહાડી પોતાનાં અંગના માણસોને ભરવા માંડયાં. વાલજી અતી જુનો હોવાથી અને કામકાજ બધું જાણતો હોવાથી કરસનદાસ તેને કહાડી તો ન શકયો પણ ગોરધનદાસ અને દ્વારકાદાસના સમયમાં જે માન અને મરતબો વાલજીનો દુકાનમાં પડતો તે હવે રહ્યો ન હતો. આમ છતાં પણ જે દુકાનમાં પોતાની જીંદગીની શરૂઆત કરી હતી તે છોડવી નહી એવી વાલજીની વૃત્તિ હતી. કરસનદાસનો તુમાખ અને મીજાજ બધું સહન કરી વાલજી એકનીષ્ઠાથી પોતાની ફરજ બજાવ્યે જતો હતો કરસનદાસ પણ વાલજી ખરેખરો પ્રમાણીક માણસ છે તે વાત જાણતો હોવાથી તેમ આજુબાજુના દુકાનદારોમાં પોતાની છાપ ખરાબ ન પડે એ માટે વાલજીને કંઈ કહેતો નહી, પણ વર્તન એવું રાખતો કે વાલજી પોતે જ કંટાળી દુકાન છોડી જાય.

*

વાલજીની છોકરીનાં લગ્ન હતાં. વાલજીને ખાતરી હતી કે અગાઉ દ્વારકાદાસ અને ગોરધનદાસ શેઠ જેમ તેની પડખે ભીડ વખતે ઉભા રહ્યા હતા તેમ કરસનદાસ પણ ઉભો રહેશે. આ જાતનો પહેલેથી તેને વીશ્વાસ હોવાથી તેણે એ લગ્ન પ્રસંગ માટે બીજા કોઇને કંઈ કહ્યું ન હતું. છોકરીનાં લગ્ન માટે લુગડાલતાં આદિની તૈયારી કરી વાલજી અમરેલી પહોંચ્યો. અને લગ્નનો દિવસ નજીક આવતાં મુંબઈ કરસનદાસ શેઠને તાર કર્યો. પણ એ શેઠીઆએ એક રાતી પાઈ સરખી મોકલી નહીં, એટલું જ નહી તારનો જવાબ સુદ્ધાં ન આપ્યો. કરસનદાસની બેદરકારી જોઈ વાલજી

નીરાશ થઈ ગયો; લગ્નની તૈયારી બધી થઈ ગઈ હતી. છેલ્લી ઘડીએ કોની પાસે હાથ લાંબો કરવા જવું? આ વખતે વનેચંદ અમરેલીમાં હતો, તેને વાલજીની મુસીબતની ખબર પડી, તે વાલજી પાસે આવ્યો, અને વાલજીએ ના પાડ્યા છતાં રૂા. ૨૦૦૦ ની રોકડ રકમ તેના હાથમાં મુકી ગયો અને વાલજીને આશ્વાસન આપ્યું કે "એ રકમ એમને એમ લેતાં શરમ આવતી હોય તો બની શકે એટલા ઓછા હપ્તાથી એ ભલે પાછી આપજે." વનેચંદને વાલજી પ્રત્યે બાળસ્નેહી તરીકેની લાગણી હતી, વળી તે વાલજી જેવા પ્રમાણીક માણસને પોતાની એકાદ દુકાનમાં બેસાડી દેવા માંગતો હતો, અને વાલજી વફાદારીના અને નીમકહલાલીના પોતાના જુના વિચારો કોરે એમ ઇચ્છતો હતો.

* *

વાલજી દીકરીને પરણાવી મુંબઈ આવ્યો. કરસનદાસનાં પતનથી દુકાન પરથી તેનું મન ઉઠી ગયું હતું. વનેચંદની સાથે એક અમાસે વાલજી વેશ બદલી કાળાં ચશ્મા પહેરી તાજમહાલ હોટેલમાં ગયો હતો. ત્યાં તેણે પોતાના કરસનદાસ શેઠને બે યુરોપીઅન છોકરીઓ જોડે નખરાં કરતા નીહાળ્યા હતા. એ આખી રાત વાલજી વનેચંદની સાથે રહ્યો અને વનેચંદે વાલજીની આંખ ઉઘાડી અને કરસનદાસની આખી રાતના બધા રંગઢંગ વાલજીને નજરો નજર દેખાડ્યા.

* *

તાજમહાલમાંથી કરસનદાસ શેઠ પેલી ગોરીપોરીઓને લઈ મોટરમાં ચાલી ગયા. ત્યાંથી એક ગાનારીને ત્યાં ગયા, પછી જુગાર રમવા ગયા, અને લગભગ પોણી રાત એ રીતે અમન ચમનમાં ગાળી પરોઢીયાંની લગોલગ સમય થયો ત્યારે ગાયવાડીમાં પોતાને ઘેર પહોંચ્યાં.

એ રાતે જે દ્રશ્યો જોયાં હતાં તેથી વાલજીના જીગરમાં ખંજર ભોંકાતાં હતાં; તે વીચારના વમળમાં ચડી ગયો. તેણે પોતાના મનને ગ્રંથ

ક્યાં કે "કરસનદાસ જેવા માણસોના વીલાસી જીવન માટે તેણે શું પોતાની આખી જીંદગી નીમકહલાલીથી વેતરૂં કરી વેડફી નાંખવી? પોતે ગુમાસ્તા અને મુનીમ તરીકે વફાદાર રહેવુ તે શું આવી દુનીઆથી ઉતરેલ વ્યક્તિઓ માટે? પોતે જીંદગીમાં મોટી ભુલ કરી હતી તેમ વાલજીને લાગ્યું, અને પોતાની સરખામણીમાં વનેચંદને મુંબઇમા કેમ વર્તવું એ આવડી ગયું હતું, તેમ લાગવા માંડ્યું." વાલજીએ વનેચંદ સાથે જોડવાનો નીશ્ચય ક્યોં પણ તે નીશ્ચય અમલમાં મુકતાં પહેલાં દ્વારકાદાસના વીધવા ટમુ શેઠાણીને એક વખત મળી આવવાનો તેણે ઠરાવ ક્યોં.

કરસનદાસ શેઠ તરફથી કડવો અનુભવ મળતા વાલજી વનેચંદ તરફ આકર્ષાયો હતો, અને વનેચંદ કાળાં ધોળાં કરી મુંબઇમા આબાદ થયો હતો એવો વાલજીને વહેમ હતો, છતા પોતાના કડવા અનુભવ પરથી તેને એમ લાગવા માંડ્યું હતું કે પોતે જીવનભર જે વર્તન ચલાવ્યું હતુ, અને જે પ્રકારની પ્રમાણીક રહેણી કરણી રાખી હતી તેમા તેણે ભુલ તો નહોતી કરી? પોતે આર્થીક સંકડામણ અને અગવડ વેઠી કરસનદાસ જેવા લક્ષ્મીનંદનને વીલાસી જીવન ગાળવા સગવડ કરી આપવી. એ ગાયને ભુખી રાખી કુતરીને દુધ પાવા બરાબર છે.

વનેચંદ પણ જ્યારે જ્યારે વાલજીને મળતો ત્યારે તેને ઠપકો આપતો કે "તને દુનીઆમાં અને ખાસ કરીને મુંબઈ જેવા શહેરમા કેમ વર્તવું તેનું ભાન નથી. પ્રમાણીકપણાના, વફાદારીના અને ભલાઇના તારા વીચારો કાચરાની લાલના છે. સમાજના સત્તાધીશ અને શ્રીમંત વર્ગે એ વીચારશ્રેણી ખુબીભર્યા પ્રચારકાર્યથી આમ જનતામા ફેલાવી છે. દુનીઆમાં તો મારે તેની તલવાર, જેના હાથમા તેના રડીંમાં, અને ભલાઈ કરતાં બુદ્ધીનું તેજ વધારે કામ આવે છે. જગતના લક્ષ્મીનું સામ્રાજ્ય પ્રવર્તે છે. આથી જે માણસ થોડામાં થોડા સમયમાં વધુમાં વધુ દ્રવ્ય સંપાદન કરી શકે એજ જીવનની લડતમા મોખરે જાય છે."

વનેચંદની આ પ્રકારની નુતન વિચાર શ્રેણી સાંભળી, વાલજી ઘણો અકળાતો હતો.

*  *

વનેચંદ ઉપર કહ્યું તે પ્રમાણે પોતાના વીચારો વાલજી આગળ રજુ કરતો, પણ એ પોતે પોતાના ધંધામાં કેમ આગળ વધ્યો હતો, એ વીષે તેણે કદી વાલજીને ખરી વાત કહી નહોતી. વાલજીને તેથી એમ પણ લાગ્યું હતું કે વનેચંદનાં પરાક્રમો અને કારકીર્દી એવા પ્રકારની કદાચ હશે કે જે વિષે બીજા આગળ ખુલાસાથી વાત ન થઈ શકે. વનેચંદ બુદ્ધિમાન હતો તેની વાલજીને ખાતરી હતી, એ બુદ્ધનો ઉપયોગ તેણે કેવી રીતે કર્યો છે એજ વાત તે જાણવા માંગતો હતો.

*  *

વનેચંદના એક અંગત માણસને મુખેથી વાલજીએ તેની આખી કારકીર્દીની કહાણી સાંભળી. એ માણસ વનેચંદ જેવી જ વીચારશ્રેણીવાળો હતો. દુનીઆમાં જે વ્યક્તિ થોડામાં થોડા સમયમાં પુષ્કળ પૈસો મેળવે તેની પ્રત્યે તેને સન્માનની લાગણી ઉદ્ભવતી. કેવા પ્રકારે એ દ્રવ્ય ઉપાર્જન થાય છે તે તરફ એ લક્ષ આપતો નહિ. ભલાઈ, પ્રમાણીકપણું, એકનિષ્ઠા, સાચી દાનત આદી ગુણોને એ માણસના મગજની નબળાઈ માનતો. તેણે વાલજીને કહ્યું કે—

“વનેચંદ ભાઈ તો કોક મોટા સ્ટેટના કારભારી થવા સરજાયા હતા, પણ દૈવસંજોગે તેમને મુંબઈમાં નાંખ્યા. તમારી સાથે દ્વારકાદાસની દુકાનમાં કામ કરતાં કરતાં મુંબઈમાં કેમ આગળ વધાય છે, એ વાવી તેણે જાણી લીધી. તમે પેલા ભલા અને ધર્મી ડોસા, ગોરધનદાસ શેઠનો સહવાસ સેવ્યા કરતા હતા ત્યારે ચબરાક વનેચંદે દ્વારકાદાસ શેઠના સાળા મનોરદાસની દોસ્તી કેળવી, અને એ ખેલાડી માણસનું પુછડું બની મુંબઈનાં જીવનની લગભગ તમામ બાજુઓ તેણે જોઈ નાંખી. એક જુગારખાનામાં થએલી

મારામારીમાં મનોરદાસનો જાન બચાવી તેનો માનીતો થઈ ગયો. અને વનેચંદને ઠેકાણે પાડવા માટે જ મનોરદાસે દ્વારકાદાસથી જુદા પડી મારકેટમાં જુદી દુકાન કહાડી હતી, અને તેમાં વનેચંદને મુનીમ તરીકે મુક્યો હતો. મનોરદાસ પાસેથી વનેચંદ મુંબઈ ગામમાં જુદાં જુદાં ક્ષેત્રોમાં કોને ક્યારે અને કેટલી લાંચ આપવી એ અતી મહત્વની કળા શીખી ગયો હતો, અને ઘણા જ થોડા સમયમા વીલાયતી માલ મંગાવી આપનાર ઓફિસવાળાઓ, બંદર પર અને ગોદીમાં અને વેરહાઉસમાં તેમ બેંકોમા તેમ પોલિસખાતામાં ક્યાં કયા માણસને અને ક્યા ક્યા સાહેબોને હાથમાં રાખવા જેવા છે એ પાઠ એ શીખી ગયો હતો. દુકાનમાં વનેચંદે પોતાના જ માણસો ગોઠવ્યાં, અને સીધો કોઈ મનોરદાસને ન મળી શકે એ વાતની ખાસ કાળજી રાખી, પોતા પ્રત્યે જરા પણ બેવફા થનાર માણસને એ એકદમ ઉડાવી દેતો.”

* *

વનેચંદના માણસે વનેચંદની વધુ પીછાણ આપતાં જણાવ્યું કે “વનેચંદ મનોરદાસના ઘરમા પણ ઘુસ્યો હતો, મનોરદાસની યુવાન છોકરી વીજળી જોડે તેણે દોસ્તી કરી લીધી હતી. દુકાનમાં ખોટ બતાવી એ મનોરદાસનો ભાગીયો બની ગયો. મનોરદાસ જુગાર અને સટ્ટામાં વધુ ને વધુ ઉતર્યો, વનેચંદે તેને ઉતાર્યો. તેને આર્થીક સંકડામણના સકંજામા લઈ મનોરદાસની છોકરી વીજળીનાં લગ્ન વનેચંદે જ છબીલદાસ શેઠ નામના એક મોટી મીલ્કતવાળા પણ સાઠની ભગતીમાં આવેલા શેઠ સાથે કરાવી આપ્યાં. મનોરદાસને છબીલદાસ શેઠ પાસેથી પચ્ચીસ હજાર રૂપીયા અપાવી વનેચંદે તેને કલકત્તા મોકલી દીધો. અહીં મુંબઈમાં મનોરદાસની સામે તેણે એવાં લફરાં ઉભાં કર્યાં હતાં કે મનોરને મુંબઈ છોડવું જ સલામતીભર્યું લાગ્યું. છબીલદાસ શેઠ પાસેથી મનોરને પૈસા અપાવી વનેચંદે પોતાના એ જુના શેઠ પર હાથ રાખ્યો. મનોરે કલકત્તામાં ધંધો શરૂ કર્યો પણ ફાવ્યો નહિ. આખરે કંટાળીને આપઘાત કર્યો. આ

આખું છબીલદાસ શેઠની મીલકતનો તેમજ તેમના ઘરમાં વનેચંદ કરતો કારવતો થઈ પડયો. છબીલદાસ શેઠને અનેક બીઝનેસમાં વનેચંદે ઉતાર્યા, એમની બાદશાહી મીલકતમાંથી સારી જેવી દલાલી લઈ પોતાના અનેક ઓળખાણ પીછાણવાળાઓને લાખો રૂપીયા ધીરાવ્યા, શેઠની મીલકતમાં પણ એવો દાંદ અને ઝગડા ઉત્પન્ન કર્યા કે શેઠને વનેચંદ વગર ચાલે જ નહી. ચાર પાંચ વરસમાં તો શેઠને દેવાળું કઢાવ્યું, અને તેમની મીલકત અને દુકાનનો પોતે જ ધણી થઈ પડયો. શેઠાણી વીજળી તેના હાથમાં હતી. શેઠની આગલી વહુના જુવાન છોકરાને ખરાબ ફંદે ચડાવી વનેચંદે પોતાનો કરી લીધો હતો. છબીલદાસ શેઠ જીંદગીથી કંટાળી પોતાની જીંદગીની સાંજ પ્રભુ ભજનમાં ગાળવા કાશી જઈને રહ્યા, અને માત્ર દશ પંદર વર્ષની ટુંક મુદતમાં વનેચંદ સાધારણ ગુમાસ્તામાંથી વનેચંદ શેઠ થઈ પડયો. વનેચંદની બુદ્ધિનું એક ખાસ લક્ષણ એ કે માણસનો ઉપયોગ પુરો થાય કે તુરત તેને ફગાવી દે. બાકી એમની બાજીઓમાં સહાયભુત થનાર માણસોને એ નભાવી લે.”

* *

વાલજી વનેચંદની કારકીર્દીનું બયાન સાંભળી ક્મકમી ગયો. તેને નવાઈ એ લાગી કે મુંબઈ જેવાં શહેરમા વનેચંદ જેવાં જ માણસો શ્રીમંત થાય છે. વાલજીને લાગ્યું કે દુનીઆમાં પોલમપોલ ચાલે છે, તેમાં જે સાહસીક હોય તેમ એ પોલનો લાભ લઈ શકે એવો હોય તે માણસ જ ફાવે છે. વનેચંદ જેવો પોતે નહી જ થઈ શકે એમ વાલજીને લાગ્યું. વાલજી દ્વારકાદાસ શેઠની વિધવા ટમુ શેઠાણીને મળ્યો, અને પોતે દુકાનમાથી છુટો થવા માગે છે એ વાત કરી. ટમુ શેઠાણી ડાહી હતી, માણસને ઓળખતી, પોતાના ભાઈ મનોરદાસ અને વનેચંદ કેવાં કેવાં કામો કરી આગળ વધ્યા હતા તે જાણતી હતી. પોતાના ભત્રીજા કરસનદાસને પણ પુરેપુરો ઓળખતી હતી. વાલજી કેવો પ્રમાણીક માણસ હતો તે પણ એ જાણતી હતી. વાલજીની

બધી વાત ટમુ શેઠાણીએ શાંતીથી સાંભળી અને પછી બોલી કે "વાલજીભાઈ, તમે ભલે દુકાનમાંથી છુટા થાવ, પણ હું તમને છોડવાની નથી, મારાં ન્હાનાં છોકરાં હવે હું તમને સોંપવાની છું. જુની દુકાનમાંથી હું મારો ભાગ ખેંચી લઈ એ દુકાન હું કરસનદાસને આપી દેવા માગું છું. આવતી ધનતેરસે તમારે મારકેટમાં નવી દુકાન કરવી. પૈસા બધા હું આપીશ-મારાં છોકરાંને તમારે શીખવી તૈયાર કરવાં, તમને જરાપણ અસંતોષ ન રહે એટલો પગાર તમે લઈ શકશો, ઉપરાંત નફામાં તમારો ભાગ હું માંડી આપીશ. વનેચંદને રસ્તે મારૂં માનો તો ન જતા."

વાલજી ટમુ શેઠાણીની બુદ્ધિ જોઈ છક્ક થયો. તેણે ધનતેરસને દીને નવી દુકાનનું મુહુર્ત કીધું. અને સ્વતંત્ર રીતે કામ કરવાનો અવસર મળ્યો એટલે ઘણા થોડા સમયમાં તેણે એ નવી દુકાનને જમાવી દીધી.

*

એક દિવસે ઓચિંતી વાલજીને ખબર પડી કે વનેચંદ સામે ફોજદારી કેસ થવાથી એ ગોવે નાસી ગયો છે. વાલજીને ખાતરી થઈ કે, પ્રમાણીકપણે જે રોટલો મળે તે બહેતર છે, પોતાના જીવનનું સીંહાવલોકન કરતાં તેને લાગ્યું કે તેણે પોતે જે પ્રમાણીકપણાનો માર્ગ લીધો હતો, તેજ યોગ્ય હતો. માત્ર તેના સ્વભાવમાં એક ખામી હતી, તે પ્રગતીશીલ ન હતો. એ પ્રગતીનો પંથ તેને ટમુ શેઠાણીએ દાખવ્યો હતો. વફાદારીથી નોકરી કરવી; પણ એ નોકરીમાં સીધે રસ્તે કેમ આગળ વધી શકાય એ વાત પણ દરેક બુદ્ધીમાન માણસે લક્ષમાં રાખવી જોઈએ." એ રહસ્ય બહુ મોડુ મોડું પણ વાલજીને સમજાયું. એકદમ આગળ વધતાં એકદમ પાછા પછડાવું પડે છે એ વાત પણ તેને વનેચંદનાં જીવન પરથી સમજાઈ.

*

# ૯. ગુલાબનું ગૃહજીવન

ભૂરાભાઈ ઘરને ઉંબરે પ્હોચ્યા. ઘરને ઉંબરે એટલે એમના માળાને ઓટલે. એમના પોતાનાં નીજગૃહને ઓટલે નહી. એમનું પોતાનું ઘર દેશમાં કાઠીઆવાડમાં હતું. મુંબઇમાં તો તે કબુતરના માળા જેવી એક આલીશાન ચાલમાં બીજે માળે એક નાની ઓરડીમાં રહેતા હતા. એમનું નામ તો હતું ભુરાભાઈ પણ લોકો તેને 'ભૂરીયો' કહીને જ બોલાવતા. એમનો ઘરસંસાર એમની પોતાની દ્રષ્ટિથી બરાબર ચાલતો હતો નહીં. પણ દુનીયાદારીની દ્રષ્ટિએ એમનો સંસાર ઠીક ચાલતો હતો એમ કહેવાય. એમના પત્ની ગુલાબ બ્હેન, નામ સુકોમળ ગુલાબના પુષ્પનું છતાં દેખાવે અને સ્વભાવે જેને જાજરમાન વ્યકતી કહેવામાં આવે છે એવાં હતાં. નાતજાતમાં વ્યવહારકુશળ વ્યકતી તરીકે એ પાંચ માણસમાં પુછાતાં, કોઇની સગાઈ કરવી હોય, કોઇનાં લગ્ન પ્રસંગની નાત હોય, કોઇને ત્યાં શ્રીમંતની શુભ વીધી હોય, કોઇના બટુકને ઉપવીત પહેરાવવાની ક્રીયા કરાવવાની હોય ત્યારે ગુલાબ બ્હેનની ખાસ સલાહ લેવામાં આવતી. અને ગુલાબ બ્હેન પણ સલાહ લેનારની સ્થીતી જોઈ સામા પક્ષની હાલતનો કયાસ કાઢી જે બંધબેસતી હોય એવી જ સલાહ આપતાં અને એમની સલાહ પ્રમાણે લોકો વર્ત્યા પછી જે શુભ પરીણામ આવતાં, વરા અને કામ કરનારાઓની જે વાહવાહ બોલાતી તે ઉપરથી ગુલાબ બ્હેનની શાખ જામી હતી.

*

ગુલાબ બ્હેન નાત જાત અને આડોશી-પાડોશીઓમાં જેવાં પ્રતીભાશાળી વ્યકતીત્વની છાપ પાડતાં તેવાં તેમના ગૃહસંસારમાં પણ એમનું જ વ્યકતીત્વ જુદું અને અનોખું આગળ તરી આવતું. તેઓ રહેતાં તે ચાલની ઓરડી ભુરાભાઇનાં નામ પર હતી અને એમનાં જ

માણસનાં ઘરસંસાર માટે ભૂરાભાઈ બજારમાંથી સાધારણ ઠીક કમાણી કરી લાવતાં. આમ છતાં મકાનવાળો શેઠ આડોશી–પાડોશીઓ, દુધવાળો, શાકવાળો અને ચ્યાગ્લેટવાળો ગુલાબ બ્હેનને જ ઓળખતાં અને ભૂરાભાઈ નામનું એક માનવપ્રાણી વસે છે અને તે ગુલાબ બ્હેનનો ધણી થાય છે એ ત કોઇના લક્ષમાં આવતી નહીં. ઘણી વખત તો ગુલાબ બ્હેન અને ભૂરાભાઇને સાથે જોતાં માનવ સળેખડા જેવા ભૂરાભાઈ ગુલાબ બ્હેનના વર હશે એ વાત સમજવા માટે કલ્પનાને ખેંચવી પડતી હતી. જે કોઇ સગું વહાલું મળવા આવે તે ઘરના ઉંબરમા દાખલ થતાં પહેલી ખબર ગુલાબ બ્હેનની પૂછે અને પછી ઓરડીના દૂર ખુણામાં બેઠેલા ભૂરાભાઈ પર નજર પડે તો તેને બોલાવે. પણ કોઈ અજાણ્યું હોય તો બહારનું માણસ સમજી તેને બોલાવવાના પણ અખાડા કરે.

નાતનાં જમણવારમાં ગુલાબ બ્હેન રેશમી સાડી પહેરી, ઘરેણાંગાંઠા ઠી, ઠસ્સાથી જમવા જાય, જ્યારે ભૂરાભાઈ રેશમી ખમીશ અને પીતામ્બર પહેરી, કમ્મરે ટુવાલ વીંટાળી હાથમાં લોટા લઈ પોતે ગુલાબ બ્હેનના કોઈ અનુચર હોય તેમ નીચી મુંડીએ તેમની પાછળ પાછળ ચાલે. એમની જ્ઞાતીના બૂઢેવા ગુલાબ બ્હેનને જોઈ "આવો બ્હેન પધારો" એમ બોલી તેમનો સત્કાર કરે જ્યારે ભૂરાને તો તોછડાઇથી કહી દે કે, "જા ભૂરીયા પહેલી પંગતમાં જગા ખાલી છે ત્યાં બેસી જા."

વાત એમ હતી કે, ભૂરીયાનુ ઘરમાં કે, ઘરની બહાર ક્યાંય પણ વજન પડતું હતું નહીં. એક તો તે એકવડી કાઠીનો અને છોકરા જેવો લાગતો હતો. તેણે બહુ જ પ્રયત્નથી ઉગાડ્યા છતાં તેના મોઢા પર ઉપલા હોઠ પર કાળી ભરાવદાર મૂછોનો જમાવ થતો ન હતો. ભૂરીયાના ઉપલા હોઠ પર મૂછને બદલે મૂછોની મશ્કરી કરતા હોય તેવા સુફેલીસ વાળ ઉગતા હતા. ભૂરો વારંવાર મૂછ પર હાથ દેતો પણ દાતણનાં છાંટા જેવી એની મૂછોના આંકડા એમનું મન પસંદ થાય એ રીતે કદી વળતા નહીં. પોતાની ઉંચાઈ વધારવા એમણે ઘણા ઘણા કસરતબાજોના અભીપ્રાયો લીધા.

બારણાના બારસાખ પર બંને હાથથી ટીંગાવાના, પગના અંગુઠા પર ભાર મૂકી ભીંત સામે નાક રાખી ઉંચા થવાના, દોરડા પર ચડવાના એવા કંઈ કંઈ નુસખાઓ ભૂરાએ અજમાવ્યા પણ એ લાંબો ન થયો તેમ દીલમાં પણ પોતાને સંતોષ થાય એટલો એ જાડો ન બન્યો એમનાં નાના શરીરને લીધે એમનું માનસ કુંઠીત થઈ ગયું હતું. પોતાની જાતને ક્ષુલ્લક પ્રાણી માનતા થઈ ગયા હતા અને આ વાત એમને પોતાને સાલતી.

*

જે દીવસની આપણે વાત કરીએ છીએ તે દીવસે પોતાની ચાલના ઓટલા પર આવી ભૂરાભાઈ થંભી ગયા. મને યાદ આવ્યું કે તેમની પત્ની ગુલાબે માથામાં નાખવાની સુગંધી તેલની બાટલી ભૂરાભાઈ પાસે મંગાવી હતી પણ બજારમાં કામનું દબાણ વધુ હોવાથી ભૂરાભાઈ એ તેલની બાટલી લાવવાનું સદંતર ભૂલી જ ગયા હતા. અને સાંજે ઘેર પોતાની ચાલના ઓટલા પર પગ મુકતા એમને ગુલાબની આજ્ઞા યાદ આવી. અને એમના પેટમાં ફાળ પડી. પાંચેક મીનીટ તો પુતળા જેવા એ ઓટલા પર ઉભા રહી ગયા. ઉપર જવું કે પાછા બજારમાં જવું એ વીષે વિમાસણ કરવા લાગ્યા અને પોતાના મનમાં જ પ્રશ્ન પુછવા લાગ્યા કે 'શું હું મારી સ્ત્રીથી ડરૂં છું?'

ભૂરાભાઇએ પોતાના ભૂતકાળમાં ઘણે દૂર દૂર દષ્ટી ફેંકી તો કોઈ પણ દીવસ તેને અને ગુલાબને કશી પણ બોલાચાલી થઈ હોય એવું તેમને યાદ આવ્યું નથી. ગુલાબ ઘરકામમાં હુશીયાર હતી. પોતાના પતિ તરફ પણ તે સારી રીતે વર્તતી. ભૂરાભાઈ વખતસર બજારમાં જઈ શકે માટે એ નીયમીત રસોઈ કરતી, ભૂરાભાઇને ફુલફટાકીયા જેવો રાખવા નીયમીત ભૂરાભાઇનાં લુગડા ધોબીને આપતી અને ધોબીને ત્યાંથી આવેલાં લુગડા ભૂરાભાઇને પહેરવા માટે તૈયાર રાખતી. આમ ઘરની અંદર ભૂરાભાઇની દરેક જાતની સગવડ સાચવતી. એમ છતાં કોઈ અકળીત ગતીથી ગુલાબનો પ્રભાવ ભૂરાભાઈ પર આપોઆપ પડી ગયો હતો.

એ દિવસે તો એ હિંમતથી ઉપર ગયા અને ઠસ્સામાંજ લુગડાં કાઢી ખીંતી પર મૂક્યા પણ ગુલાબે તેની સામે જોઈ ઓચીંતા પૂછ્યું.

"તેલની શીશી લાવ્યા ?"

આ પ્રશ્ન સાભળી ભૂરાભાઇનાં પાણી મરી ગયા.

"કેમ ન લાવ્યા ?" ફરી ગૃહિણી તરફથી પ્રશ્ન છૂટયો.

"ભૂલી ગયો."

"જમવાનું કેમ ભૂલતા નથી. ?"

"તું તૈયારી રાખે છે એટલે નથી ભૂલાતું."

"તો હું જેમ તમારી સગવડ સાચવું છું તેમ તમારે કોક ઠ્હાડો તો મારૂં કહ્યું માનવુ જોઇએ ને ?"

ભૂરાભાઈ આનો કશો જવાબ ન આપી શક્યા. એ તો મુગે મોઢે ડગલો ટોપી પહેરી પાછો દાદર ઉતરી ગયા અને બજારમાં જઈ સુગંધી તેલની બાટલી લઈ આવ્યા.

* *

બીજે દીવસે એક મિત્ર આગળ ભૂરાભાઇએ ફરીઆદ કરી કે "ઘરમાં મારૂં વજન પડતું નથી તો કરવું શું ? ઇશ્વરે મને શરીર પણ એવું નાનું આપ્યું છે કે, મારી કંઈ છાપ પડતી નથી "

પેલો દોસ્ત ભૂરાભાઇનું આ કથન સાંભળી તેની સામે કુતુહલથી જોઈ રહ્યો અને હસીને બોલ્યો.

"ભૂરા તુ માનવપ્રાણી નથી પણ જંતુ છે. શરીર નાનું હોય તો શું થઈ ગયું. માણસનો આત્મા, તેનો સ્પીરીટ, તેનો મીજાજ બળવાન હોવો જોઇએ. માણસનું બદન નાનું હોય છતાં એ ધારે તો પ્રભાવ પાડી શકે છે. નેપોલીયન બોનાપાર્ટ કદમાં બહુ જ ઠીંગણો હતો છતા તેણે એક

વખત આખા યુરોપને ધ્રુજાવ્યું હતું. તેમ જ ઓસ્ટ્રીઆનો સરસુબત્યાર જેનું થોડા વખત પહેલાં ખુન થયું તે પણ તદ્દન ઠીંગણો હતો છતાં હીટલર સામે એ હરીફાઈ કરતો. તારૂં શરીર નાનું છે તો શું થઈ ગયું? ઘરમાં ગુલાબ સામે રૂવાબથી બોલતાં શીખ. ગમે તેમ તો ય તું એના માથાનો મુગટ છે, તેના ઘરનો માલીક છે, જરા ખોંખારો મારી વાત કરતાં શીખ, ગુસ્સે થા ત્યારે ડોળા કાઢી મીજાજ બતાવતાં શીખ અને ગરમ મીજાજનો છે તેવો દેખાવ રાખતો જા."

દોસ્તની આ સલાહ ભૂરાના મગજમાં આબાદ ઉતરી ગઈ અને તેણે ઘરમાં રૂઆબથી વર્તવાનો ઠરાવ કર્યો. બે ત્રણ દીવસ સુધી તો તેણે મનમાં ઘણો યે નીશ્ચય કર્યો પણ એ નીશ્ચયને અમલમાં મુકવાની હીમત ચાલી નહી એટલે તેણે ધીમે ધીમે તબક્કે એક પછી એક રૂઆબનાં સાધનો હાથમાં લેવાનો નીશ્ચય કર્યો.

એક દીવસ એ ઘરમાં દાખલ થતાં જ ખોંખાર મારવા લાગ્યો એટલે ગુલાબે કહ્યું.

" ગળે આ ગલપટો વીંટી બેસો. શરદી થઈ ગઈ જણાય છે. આવ્યા ત્યારના ખોં ખોં શું કરો છો? ચાલો હળદરવાળું દૂધ કરી દઉં. પી જાવ."

પોતે શા માટે ખોંખારા મારતો હતો તેનો ખુલાસો ભૂરો કરી ન શકયો અને તે દીવસે તો ન ભાવતું છતાં હળદરવાળું દૂધ પી તેને સુઈ જવું પડયું.

બીજે દિવસે તેણે ડોળા કાઢવાનો અખતરો કર્યો તો ગુલાબ ઓરડીમાંથી બહાર ચાલી ગઈ. ભુરો ખુશ થયો કે એની આંખના પ્રભાવથી એ ચાલી ગઈ હતી પણ ત્યાં તો પાએક કલાકમાં ગુલાબ ગલીના નાકા પર બેસતા એક ડાકટરને લઈને આવી અને તેને કહ્યું કે,

"આ મારા ધણીની આંખો આવ્યા ત્યારની ફાટ ફાટ થઈ રહી છે માટે તેને કંઇ દવા આપો."

દાક્તરે ભુરીયાની નાડ તપાસીને કહ્યુ કે તેના બદનમાં તો કંઈ રાગ નથી પણ જરા ચીતભ્રમ જેવું લાગે છે. આજે તો હું ઉંઘવાની દવા આપુ છું. જો કાલે સારૂં થઈ જાય તો ઠીક છે નહીંતો યરોડાની દીવાનાશાળામાં એકાદ મહીને મોકલવાની જરૂર પડશે.

એ રાતે તો ડાકટરે ભુરીયાને ઉંઘવાની દવા આપી હતી એટલે તે આખી રાત ઘસઘસાટ ઉંઘી ગયો પછી મેડ હાઉસમાં પહોંચી જવાના ભયથી બીજે દિવસે ડાયો ડમરો થઈ ગયો અને ગુલાબ ઉપર રૂઆબ અજમાવવાના વીચારને પડતો મૂકયો



# ૨૦. ઓનરુ અમથાલાલ

અમથો અને તેની પત્ની અંબા વારંવાર લડતા હતા. અમથો શ્રીમંત હતો. ઘેર મોટર, માળી, ભૈયો, ઘાટી એમ બધો વસ્તાર હતો. ફરજંદમાં તેને બાબલો નામનો બે વરસનો એક બેબી હતો. બાકી તેના કુટુંબમા બે એક જુવાન સાળીઓ અને તેનો એક ચૌદ પંદર વરસનો શામળો કરીને સાળો હતો. સાળીઓનું નામ હીરા અને ધનકુંવર હતું. એક રસોયો પણ હતો. તેનું નામ અંબાશંકર હતું. અમથો અંબા કહીને બુમ મારતાં રસોયો અને શેઠાણી બેઉ હાજર થતાં. અમથો બહુ અકળાતો અને આ ગુચવણનો કેમ તોડ કાઢવો તેનો એ નિરંતર વિચાર કર્યા કરતો હતો.

*

અમથો મુંબઈના પરામાં પોતાના સુંદર બંગલામાં રહેતો હતો. અને ઘરમાં એકચક્રે રાજ કરતો હતો. તે પોતે જ ઘરનો સરમુખત્યાર હતો. માળીને કયારાઓ વાવવા અને ફૂલોના છોડની કેવી રીતે સંભાળ લેવી

એ વિષયથી માંડીને મોટરવાળાને પણ એજ સૂચના આપતો. ભૈયા અને ઘાટીને પણ એજ હુકમ કરતો, તેમ રસોઈ શું કરવી તે માટે અંબાશંકર મહારાજને દર પ્રભાતે શેઠની સાનિધ્યમા હાજર રહેવું પડતું હતું. અમથાનો સ્વભાવ બહુજ કરકસરીઓ હતો. કંજુસાઈની સીમા સુધી જાય ત્યાં સુધી. ઘરમાં શાક કેટલું લાવવું, દર વખતે રસોઈ વખતે ઘી કેટલું કાઢવું: એ બધી વાતમાં અમથાની આજ્ઞા લેવી પડતી. માણસોના પગાર પણ એ ટળવળાવી ટળવળાવી આપતો અને અંબાને કે તેની બહેનોને લૂગડું જોઇતું હોય તો એકલાં જઈ ખરીદી શકતાં નહિ. અમથો તેને મોટરમાં લઈ જતો અને કાપડિયા જોડે ઘડ કરી, ભુમાભુમ કરી કોઈ ઓશિયાળ અને આશ્રિતોને પરશોતંમ માસમા વસ્ત્રોનું દાન કરતો હોય તેમ લૂગડાં અપાવતો.

અમથાની આ પ્રકારની અખીલ સરમુખત્યારીથી તેની વહુ અંબા, તેનાં બીજાં સગાંવહાલાંઓ તેમજ નોકર ચાકરો ત્રાહી ત્રાહી પોકારી ગયાં હતાં. નોકરોના જીગરમાંથી અસંતોષનો અગ્નિ ભભુકી રહ્યો હતો. રસોયો અને બીજા નોકરો જો અમથાના ઘરમાં ટકી રહ્યાં હોય તો અંબાનાં ખાનદાન અને ભલા સીધા સ્વભાવથી. શેઠ માણસોને પગાર ન આપે ત્યારે અડીભીડી વખતે અંબા પોતે પોતાની ખાનગી સીલકમાંથી તેમને પૈસા આપતી હતી. અંબાનાં પિયરિયાં સાધારણ સ્થિતિનાં હતાં. એટલે પોતાની બહેનો અને ભાઇને, અમથાને એ વાત રૂચતી નહોતી છતાં પણ, અંબાએ તેની જોડે કજિયો કરી તેમને ભણાવવા ગણાવવા અને ઘરમાં વસ્તી થાય એ આશયથી પોતાને ત્યાં રાખ્યાં હતાં અને અમથો પોતાને માથે પડેલાં એ સગાંઓથી બડબડાટ કરે તો અંબા તેની જોડે વારંવાર લડી લેતી હતી.

સરમુખત્યારી એ જલદ નશો છે. કોઈ પણ વ્યક્તિને બીજા ઉપર અધિપત્ય આપો તો એ જરૂર રૂઆબ કરવાની જ. તેમાં પણ સત્તાની સાથે શ્રીમંતાઈ મળે ત્યારે માણસનો મિજાજનો પારો ઉંચો ને ઉંચો રહે. એકાદ દિવસે દાળમાં જરા મીઠું વધારે પડવાથી અમથાએ અંબાશંકર

ભટ્ટ તરફ છૂટી થાળી ફેંકી. ભટ્ટ એ વખત તો એ અપમાન ગળી ગયો; પણ બપોરે શેઠાણી આગળ જઈને કહ્યું કે: "હવે મારાથી આ ઘરમાં નોકરી નહિ થાય."

ભટ્ટનાં થયેલા અપમાનની વાત બીજા નોકરોમાં પણ પ્રસરી ગઈ હતી. બધાએ એક સાથે અમથાલાલ શેઠની નોકરી છોડી જવાનો નિર્ધાર કર્યો. બધા ડેપ્યુટેશનના આકારમાં અંબાલક્ષ્મી આગળ ગયા. મામલો હાથથી ગયો છે. એમ જાણી અંબાલક્ષ્મી બોલ્યા :

"હું જાણું છું કે તમે બધા અત્યાર સુધી મારૂં માન રાખી રહ્યા છો; પણ હવે તો એમનો સ્વભાવ હાથથી ગયો છે. તમે બધા ચાલ્યા જશો તો એમને પોતાને પૈસાનો ઘમંડ એટલી હદ સુધીનો છે કે એ તાબડતોબ બીજા માણસો લાવશે. અને ઘરની સ્થિતિ અને તેમનો મિજાજ જેમનો તેમ રહેશે. તમે ભાઇઓ માનો તો મારી એક બીજી યુક્તિ છે, જે યુક્તિથી શેઠ સીધા થઈ જશે.

અંબાલક્ષ્મીએ નોકરોને શેઠનો સદંતર સામાજીક બહિષ્કાર કરવાની સૂચના આપી. બીજે દિવસે શેઠ જુએ છે તો કોઈ એમની જોડે બોલતું નથી: કોઇએ એમને ચા કરી ન આપ્યો, કોઇએ એમનું નહાવાનું પાણી ન કાઢ્યું. તેમ કોઇએ એમને જમવા ન બોલાવ્યા. મોટરમાં બેસી મુંબઈથી માણસો લઈ આવવાનો એમણે વિચાર કર્યો તો મોટરવાળો શોફરજ ક્યાંક છુપાઈ ગયેલો ! માળીને તેણે હાક મારી તો એ જાણે બહેરોજ થઈ ગયો હોય એમ લાગ્યું. તેણે એકેએક ઓરડામાં ફરી વળી એકેએક નોકરોને રજા આપી. પણ કોઈ ગયુંજ નહિ. ભૈયાને તેણે ખૂબ ધમકાવ્યો ત્યારે તેણે ચોકખું સંભળાવ્યું કે :

"હમ તુમેરા નોકર નહિ. બાઈ હમેરી મા હૈ. હમ ઉસકા હુકમ ઉઠાયેંગે. હમારી બુઢ્ઢી મર જાતી થી ઓ દીન બાઇને તનખા દીયા. તુમ તો કુછ નહિ દીયા."

નુકશાન ન થાય એ રીતે વર્તતાં હતાં, બે ચાર દિવસ તો અમથો તે બોલ્યો પણ પછી એક દિવસ ઘરમાં મળેલી રાતની ધારાસભામાં એણે ઉભા થઇ ઘરની હોમ મેમ્બરને પૂછ્યું કે,

"શ્રીમતી અંબાલક્ષ્મી! મારાથી આ સહન થતું નથી. મેં તમને જે બે હજાર રૂપીઆનું બજેટ આપ્યું છે તેનો હિસાબ આપી પૈસા પાછા આપી દો. મારા ઘરમાં જે લપલૂટ ખર્ચ થાય છે તે મારાથી જોવાતું નથી."

આટલું બોલી અમથો ખુરસી પર બેસી ગયો. ગૃહમંત્રી અંબાલક્ષ્મીએ પોતાની બેઠક પરથી ઉભા થઈ કહ્યું કે,

"અહિં ઘરમાં બરાબર ધારાસભા જેવું જ કામકાજ થશે. ઓ. મેમ્બર મી. અમથાલાલે સમજવું જોઇએ કે એ પોતે બજેટ વિષે ચર્ચા જ કરી શકે. એ મહેસુલ તરીકે મળેલી રૂા. બે હજારની રકમની શું વ્યવસ્થા કરવી એ મારી મુન્સફીની વાત છે."

અમથો ફરી ઉભો થયો અને ચીડાઇને બોલ્યો કે "મહેરબાન ગૃહમંત્રી! તમે અને તમારી બહેનોએ કેટલાક રૂપીઆની સાડીઓ લીધી?"

ગૃહમંત્રી અંબાલક્ષ્મીએ ઉભાં થઇને કહ્યું કે,

"ઓનરેબલ મેમ્બર એ પ્રશ્ન ન પૂછી શકે; કારણ કે તે અમારૂં નીજવર્ડ ખાતું છે."

અમથો વધુ ચિડાયો: ફરી પાછો ઉભો થયો અને બોલ્યો કે,

"તમે તમારા રામાને સવારે શાક લેવા રૂપીયો આપ્યો હતો તેની તેણે શું વ્યવસ્થા કરી હતી તે હું જાણવા માગું છું. મને વહેમ છે કે તેણે એ રકમમાંથી પોતાને માટે પાન, સોપારી, બીડી અને તમાકુ લીધાં હતાં."

શાંમાએ ઉભા થઇને કહ્યું કે,

"ઓનરેબલ મેમ્બરે આ પ્રશ્ન પૂછવા માટે મને પહેલાંથી નોટીસ આપવી જોઇએ. છતાં આજ સવારે કેટલું ખર્ચ થયું છે તે સંબંધમાં આંકડા મેળવવામા આવશે."

અમથો ચીડાઇને અંબાલક્ષ્મી તરફ ધસવા જતો હતો ત્યાં અંબાએ કહ્યું.

"ખબરદાર! મારા બે પોલીસ અહીં હાજર છે. વધારે ગરબડ કરશો તો ભૈયો અને માળી તમને ઓચીમાંથી પકડી બાથરૂમમાં કેદ કરી મૂકશે."

અમથાએ ઓરડામાં ચારે બાજુ જોયુ તો રાઠોડી બદનવાળા ભૈયા અને માળીને જોઇ વધારે હુશીઆરી કરવામા માલ નથી એમ સમજી તે ચૂપચુપ આ ધારાસભામાંથી ચાલ્યો ગયો.

બીજે દિવસે અમથો અંબાને પગે પડી બોલ્યો કે ઘરની વ્યવસ્થા અને હિસાબ બધો તું રાખજે પણ હવે આ નાટક છોડ! માણસોના દેખતાં મારી ફજેતી થાય એ મારાથી સહન થતું નથી. ભલે ઘરમાં રાજ તું કર; પણ હું તારી રૈયત કરતા બીજું કંઈ થાઉં કે નહિ?"

"તમે તમારી સરમુખત્યારી છોડો તો મારા માથાના મુગટ તો છોજ. જાવ, આજથી ઘરમાં તમે માથું ન મારતા અને તમે ચલાવતા તે કરતાં પણ ઓછા પૈસે હું ઘર ચલાવી આપીશ."

એને ખરેખર અંબાની કાર્યકુશળતાથી અમથાના ઘરનો કારભાર બરાબર વ્યવસ્થિત થઈ ગયો.

❀

# ૧૧. સ્હવારના પહોરમાં ચોંટેલી બલા!

કેટલીક વખત માણસને ઘણા જ અકળાવનારા પ્રસંગોમાંથી પસાર થવું પડે છે. દાખલા તરીકે આપણે કોઈ સ્નેહી મીત્રને ખાસ જરૂરી કામ માટે મળવા જવાનો ચોક્કસ ટાઇમ આપ્યો હોય અને આપણે [illegible] પહેરી તૈયાર થઈ ઘરની બહાર નીકળવા તત્પર થયા હોઇએ એટલામાં કોઈ ચીકણો કે ગુંદરીયો માણસ આપણે ત્યાં આવી ચઢે. અને [illegible] એવો ચીટકી બેસે કે, આપણો પલ્લો છોડે જ નહીં. એ વખતે માણસને મનમાં જે અકળામણ થાય તે ખરેખર મુંઝવનારી હોય છે. પેલી આપણને મળવા આવનાર વ્યક્તીને "આપ હવે સીધાવો તો [illegible]" એમ આપણાથી કહી શકાય નહીં અને વાતવાતમાં આડકતરું સુચન [illegible] તો પણ એ ચીકટી બેઠેલું ગુંદરીયું માણસ સમજે નહીં. આવા પ્રસંગમાંથી પસાર થનાર માણસની સ્થીતી સુડી વચ્ચે સોપારી જેવી થાય છે. આવા જ એક પ્રસંગમાંથી મારે થોડા દીવસ પહેલાં પસાર થવું પડયું હતું.

* *

બનાવ એવી બન્યો હતો કે, એ દીવસે મ્હને મ્હારા એક મિત્રે [illegible] જમવાનું આમંત્રણ આપ્યું હતું. એ મ્હારો મિત્ર [illegible] એંજીનીઅર હતો અને તેની બદલી મુંબઇથી અમદાવાદ થયેલી [illegible] ચોપાટી પર આવેલા આલીશાન મકાનમાં સૌ સ્નેહી [illegible] અને [illegible] ધીઓને જમવા નીમંત્ર્યા હતા અને તેજ દીવસે [illegible] ઓફીસમાં જઈ તેને તેનો ચાર્જ સોંપી દેવાનો હતો. [illegible] ને મ્હેં બરાબર દસને ટકોરે આવી પહોંચવાનું આમંત્રણ [illegible] આમંત્રણ મુજબ હું મારા વીલેપાર્લેમાં આવેલા મકાનેથી

બરાબર નવ વાગે કપડાંલત્તા પહેરી, તૈયાર થઈ બહાર નીકળવા જતો હતો ત્યાં મારા ઘરના દ્વારમાં જ મારા જુના સ્કુલફ્રેન્ડ જગજીવને દર્શન દીધાં અને મોટો ઘાંટો પાડીને બરાડી ઉઠયો કે,

"કેમ દોસ્ત., ક્યાં ચાલ્યો ?"

"હલ્લો જગજીવન ? દોસ્ત તું ઘણે લાંબે સમયે મળ્યો. પણ આજે મારે એક ખાસ કામ અંગેમાં જલદી જવાનું છે."

મેં પ્રત્યુત્તર આપ્યો પણ જગજીવનને તેની દરકારજ ન હોય તેમ મારા ઘરમાં બાંધેલા હીંડોળા પર બેસી ગયો અને મારો હાથ ખેંચી તેની બાજુમાં મને બેસાડતા બોલ્યો કે,

"હવે બેસ બેસ ! લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે મોં ધોવા ચાલ્યો. તારી સ્થિતિ આજે કેટલાંયે વરસો થયા પણ આવી ને આવી રગશીયા ગાડાં જેવી જ છે. કદી બે પાંદડે થઈ મબલખ પૈસો મેળવ્યો જ નહિ. પણ આજે હું તારૂં દારીદ્ર ફેડવા આવ્યો છું."

આમ કહી જગજીવને બાજુએ પડેલા ટેબલ પરથી મારી પાનદાની ઉંચકી અને અંદરથી પાન કાઢી, ચુના કાથાની ડબ્બીઓ ઉઘાડી પાન બનાવવાની તૈયારી કરવા લાગ્યો. જગજીવને મારાં ભાગ્ય ખુલ્લી નાખવાની વાત કરવાથી મને મનમા મનમાં ગલગલીયા થવા લાગ્યાં અને મેં હસતાં હસતા તેને પુછ્યું કે,

"દોસ્ત જગુ, તું એવો શું કીમીયો લઈ આવ્યો છે કે મને માલદાર બનાવી દઈશ !"

"એ હમણા તને કહું છું." આમ કહી જગજીવને પાનનું બીડું વાળી મોઢામાં મુકયું અને સોપારી કાતરી, મોંમાં ફાકડો ભરી, મારી સુડી પોતાના ખીસામાં મુકવા જતો હતો અને અરધો હાથ તેના હાફકોટના ખીસ્સામાં પહોંચ્યો કે તુરત જ મે આસ્તેથી તેનું બાવડું પકડ્યું અને સુડી લઈ પાછી પેટીમાં મુકતાં મે કહ્યું કે,

'ચાલ જગુ., તારે કહેવું હોય તે જલદી કહી દે પછી મારે સુઈ જવાનું મોડું થાય છે.'

"જો સાંભળ દોસ્ત" જગજીવને સાસ લાખનો ડાયરો ઉકેલતાં કહ્યું.

'આ છેલ્લા છ વરસ થયાં મેં મુંબઈના બધાં વેપારી બજારો મુઠીમાં લઈ લીધાં છે. મેં જે વેપારી લાઈનનો અનુભવ મેળવ્યો છે અને જે જોયું જાણ્યું છે એ ભલભલા શેઠીઆઓ કે સટોડીઆઓએ પણ નહીં જાણ્યું હોય. રૂ બજાર, ચાંદી બજાર, શેર બજાર, સોના બજાર, ઘઉં બજાર, અળસી, એરંડા, શીંગ અને તલ વિ. અનેક બજારોના અનુભવ અને ભાવતાલ મારી આંગળીને વેઢે રમે છે. કઈ ચીજમાં ક્યારે તેજી મંદી થશે એ તો મારા મનમાંજ રમતું હોય. માટેજ હું તને કહેવા આવ્યો છું કે આ દરેક બજારમાં દરેક ચીજોના વેપાર ખેડી આપણે વરસેક દિવસમાં લાખો અને કરોડો કમાઈ લઈશું."

આમ કહી જગજીવને પોતાના બન્ને હાથ જોરથી હીંડોળા પર પછાડ્યા અને હીંડોળાની કીનાર પર પડેલી પાનની પેટી ઉછળીને ભોંય પર પડી, નીચેની છો પર કાથા ચુનાની ડબ્બીઓ ઢોળાઈ ગઈ અને ચારે તરફ ચુનાના છાંટાઓ ઉડયા. પાનની પેટી, સુડી અને સોપારી વેરણછેરણ થઈ ગયાં. મેં એ બધું ઉંચકી ભેગું કર્યું અને જરા ગુસ્સાથી બોલ્યો કે,

"જો દોસ્ત જગલા! તું હજુ એવો ને એવો ધાંધલ ધરપચીયો રહ્યો લાગે છે. નીશાળમાં તો તું ન્હાનો હતો પણ હવે ઉંટ જેવડો ઉંચો તોયે સુધર્યો નહીં. હવે ચાલ જલદી બોલી નાખ તું મુદ્દાની વાત શું કહેવા માગે છે? સવા નવ તો થયા, સાડા નવે તો મારે ટ્રેન પકડવી જ જોઈએ,"

"જો સાંભળ ત્યારે એમાં આટલો બધો ગુસ્સે શું થાય છે! તું મારો જુનો દોસ્ત છે જાણી હું તને સલાહ આપવા આવ્યો તો તું વળી

શેખી કરવા માંડ્યો ! પણ હવે જો હું તને મુદ્દાની વાત કહું છું, તું મને પાંચસો રૂપિયા આપી દે. એટલે શેર, ચાંદી, રૂ, અળસી, ઘઉં એરંડા વિ. બધાં બજારોમાં તારા નામનો વેપાર કરી તને દોલત મેળવી આપું !"

"પણ પાચસો રૂપિયા મારી પાસે હોત તો તારી સલાહની રાહ જ શા માટે જોત જગલા ! હું જ ચાંદી સોનાના સોદા કોઈ દલાલ મારફત ન કરી લેત !"

મેં જગલાને પ્રત્યુત્તર આપ્યો. મારો જવાબ સાંભળી તે મારી સામે હસ્યો અને મારા ખભા પર જોરથી હાથ પછાડી તે બોલ્યો કે,

"ઠીક ત્યારે જો હું તને બીજો રસ્તો બતાવું. હમણાં તું મને અઢીસો રૂપીઆ આપ. કોઈ પણ ચાર ચીજના સોદા કરી થોડો થોડો નફો નીતારી તારા માટે લક્ષ્મી મેળવી આપીશ."

આ વખતે તેણે મારા ખભા પર મારેલી લપાટ હજુ મને તમતમતી હતી એટલે મેં ઉશ્કેરાઈને કહ્યું કે,

"જગલા ! હવે જો હાથચાલાકી કરી છે તો, તારે ને મારે અફાતફડી અહીંયાં જ થઈ જશે. તારી લક્ષ્મી રાખ તારી પાસે, મારે નથી સટ્ટાદાર થવું. પણ તું મારા જ ઘરમા આવી મને મારે છે શાનો ? એક બાજુથી ઓફીસવાળો મહીનાઓ થયાં પગાર આપતો નથી તેથી કડકા કડકી ચાલે છે. અને તેં હજુ કમાણી તો એક પાઈની યે ન કરી આપી ત્યાં તો અઢીસો રૂપીઆની ઉઘરાણી કરે છે !"

મારા આ શબ્દો સાંભળી જગજીવન જરા નરમ પડ્યો અને મારા તરફ એક મમતાળુ હાસ્ય હસી કરૂણ નજર કરી બોલ્યો કે,

"એમાં તું આટલો બધો ગભરાઈ શા માટે જાય છે. હું તારો હીતેચ્છુ થઈ તને નુકશાનીમા થોડો જ ઉતારવાનો હતો. ચાલ સો રૂપીઆ આપી દે, હાલ તુરત જ બે ચીજનો સોદો કરી થોડી ઘણી કમાણી કરી આપું, પછી કેમ ?"

"અરે પણ મેં તને એક વખત તો કહી દીધું ને જગુ કે મારી પાસે અફીણ ખાવા રાતી પાઈ પણ નથી, પછી તું વારંવાર રૂપીઆ શાનો માગ્યા કરે છે. મારે કમાણી નથી કરવી! લે ચાલ ઉઠ મારે મુંબઈ જવાનું મોડું થાય છે."

મારી આટઆટલી કાતરાજી અને 'ના' છતાં જગલો તો કેમ જાણે આજ મારા ભાગ્ય આડેથી પાંદડું ઉંચકી લેવા આવ્યો હોય તેમ આદુ ખાઈને મારી પાછળ લાગ્યો હતો અને મેં એને ઉઠવાનું કહ્યું છતા એ તો ચીટકીને બેઠો અને માથું ખંજવાળી મારા સામે જોઈ બોલ્યો કે,

"ઠીક ચાલ, પચાસ રૂપીઆમાં બધું પતાવી દઈશું. જલ્દી આપી દે એટલે ઉઠીએ."

"ભલા માણસ પણ મારી પાસે પૈસા જ નથી. હવે તું એ પંચાત છોડને!"

આમ કહી મેં હીંડોળેથી ઉઠી બારણાં ભણી ચાલવા માંડયું પણ જગજીવને મારો ડગલો પાછળથી ખેંચી મને પાછો બેસાડી દીધો અને કહ્યું કે,

"પચ્ચીસ રૂપીયા તો આપી શકીશને? તું એકવાર રૂપિઆ આપી જો અને દોસ્ત જો હું તને પચીસ રૂપીઆમાંથી પાદશાહ બનાવી દઉં છું કે નહી?"

જગલાની આ રીનભાતથી મારું મગજ હવે એકદમ તપવા મંડી ગયું. એક બાજુથી મુંબઈ પહોચવાની મને તાલાવેલી લાગી હતી. તેમાં આ જગલે આવી મારો જાન લીધો. હું તો તેનાથી કંટાળી ગયો અને ચોકખા શબ્દોમાં મે તેને સુણાવી દીધું કે,

"બચ્ચાજી! હું તને એક રાતી પાઈ પણ આપવા માગતો નથી અને મારે પાદશાહ બનવું પણ નથી. માટે હવે તું અહીંથી રસ્તો માપે તો સારું."

મારાં આ વચન સાંભળી હવે જગલો પણ મહાત થયો અને મારી શક્તિની અવગણના કરતાં બોલ્યો કે,

"બસ તારામાં બીલકુલ દુરદેશીપણું જ નથી. યંત્રની માફક એકજ ચીલે ચાલનાર આ જીવનમાં શું ઉકાળી શકે! તું તદ્દન નીર્માલ્ય છે. બહાદુરી બીઝનેસ કે સાહસ કરતાં તું શીખ્યો જ નથી. બસ તારી આ જીંદગીના ઘસડબોરામાં કોઈ તારી કદર કરવાનું યે નથી. તને તારા મિત્રો તો અનેક મળશે પણ મારા જેવા તારા હીતેચ્છુને તું હડધુત કરી કાઢે છે તો જા દોસ્ત તું કદી માલદાર બની શકવાનો જ નથી. હું તને કહું છું કે તું સાવ બોઘો જ છે."

"હું ગમે તેવો છું પણ જેમતેમ કરીને મારો સંસાર ચલાવ્યે રાખું છું. એમાં તારે આટલું બધું તતડી જવાની શી જરૂર છે, જગલા !"

"એમ પરાણે પગાણે સંસારનો ખડખડપાંચમ ખટારો ચલાવ્યે કાંઈ દી' ન વળે દોસ્ત ! પણ કંઈ નહીં તારે માલદાર બનવું જ નથી તો મને પણ તારી એટલી શી પડી છે. પણ જો મિત્ર હવે તું મારી એક છેલ્લી માગણી સ્વીકારીશ કે નહી !"

"પૈસા વગરની વાત હશે તો સ્વીકારવામાં મને વાંધો નથી" મેં કહ્યું.

"અરે પૈસા પૈસા શું કરે છે ! પૈસા તો કુતરાયે ખાતાં નથી, અહીંથી મને કોઈ પણ એક બજારમાં પહોચવા દે ને ! એક ચીજની લે વેચ કરીશ કે પૈસા તો પગમાં પડતા આવશે. તું હમણાં મારી ત્રાત જાનતો નથી પણ જ્યારે હું, મોટર કે ઘોડાગાડીઓમાં ફરતો હોઈશ ત્યારે તું મોઢું ફાડી જોઈ રહીશ અને પેટ ભરી પસ્તાઈશ."

આમ કહેતો જગજીવન ઉભો થઈ ચાલતો થયો અને મારા ઘરમાંથી બહાર નીકળ્યો એટલે મેં એક છુટકારાનો દમ લીધો. મારાં બૈરાં–છોકરાં હમણાં બહારગામ ગયાં હતા એટલે જગજીવન ગયા પછી તેણે ડોળેલ ડાયા

ચુનાના ડાઘાઓ પાણીવાળુ કપડું કરી લુછીને સાફ કર્યા અને હાથમાં તાળુ-કુંચી લઈ હું ઘરબહાર નીકળવાની તૈયારી કરતો હતો. એટલામાં વળી પાછો જગજીવનને મેં મારા બારણાંમાં આવતો જોયો. તેને જોતાં જ મારા પેટમાં ફાળ પડી અને આ પીડા વળી પાછી ક્યાંથી આવી ! એ વીચારમાં હું પડી ગયો. અને જગજીવન મારી નજીક આવ્યો એટલે મેં તેને પૂછ્યું કે,

"કેમ અલ્યા જગલા, વળી પાછો કેમ આવ્યો?"

"મારે તને એક ખાનગી વાત કરવાની છે."

જગલે કહ્યું અને મારા કાન પાસે તેનું મોઢું લાવી ધીમેથી બોલ્યો કે,

"દોસ્ત એક ચાર આના ઉછીના આપને. હું તને કાલે પાછા આપી જઈશ."

આ બલા ટાળવા મેં કંટાળીને તેને ચકચકતી ચાર આની કાઢી આપી, જગલો તે લઈને ખુશી થતો થતો ચાલ્યો ગયો અને એ મારી દ્રષ્ટિ સમીપથી અદ્રશ્ય થયો ત્યાં સુધી હું તેને જતો જોઈ જ રહ્યો.

જગજીવન ગયો એટલે તુર્તજ મેં મારા રૂમને તાળું માર્યું. ઘડીઆળમાં જોયું તો પોણાદસ થઈ ગયા હતા. હવે પા કલાકમાં મારે મુંબઈ પહોંચવું જ જોઈએ. અને મોડો પડું તો મારા મિત્રના પરોણા વચ્ચે, બધાંએ જમી પરવારી લીધું હોય એટલી રેવડી થાય. એ વિચાર આવતાં મેં એકદમ ઝપાટાબંધ મારા પગ સ્ટેશન તરફ ઉપાડ્યા અને પાંચ મીનીટમાં તો હું સ્ટેશને પહોંચી ગયો. મેં ચોપાટી જવા માટે ચની રોડની ટીકીટ કઢાવી અને પ્લેટફોર્મ પર આવ્યો એટલામાં તો મુંબઈ તરફ જતી ઇલેક્ટ્રીક લોકલ ટ્રેનનું એન્જીન સ્ટેશન તરફ ધસમસાટ કરતું આવતું દેખાયું.

પણ આફરીન! આજે મારા કયા ભોગ લાગ્યા હતા કે જગલો હું જ્યાં જાઉં ત્યાં મારી પાછળ પડ્યો હતો. અને મને માલદાર બનાવવાની તેને ચટપટી લાગી હતી. લોકલ સ્ટેશનમાં આવી પહોંચી અને હું ડબ્બામાં બેસવા જતો હતો ત્યાં પાછળથી જગલાએ મારી ગરદન પકડી અને મને તેની આગળ ખેંચી, બોલ્યો કે,

"સમજ, સમજ દોસ્ત હજી સમજ! અને મારું કહ્યું માની થોડી મૂડી કે શેરનો વેપાર કરી લે!"

"જહન્નમમાં ગયો તારો વેપલો! છોડી દે મને. મોડું થાય છે. હમણાં ટ્રેન ઉપડશે."

અને થયું પણ તેમજ. હું જગલાના સકંજામાંથી છુટી ટ્રેનના ડબ્બા પાસે પહોંચ્યું એટલી વારમાં તો ધમધમાટ કરતી ટ્રેન ઉપડી ગઈ અને જગલા સામે જોઈ મેં તેને ગુસ્સામાં ને ગુસ્સામાં સ્વસ્તીવચન સંભળાવવા માંડ્યા.

હું જેમ જેમ તેના તરફ ડાચીયાં ભરતો ગયો તેમ તેમ જગલો "ખી ખી ખી" કરી મારી સામે હસતો ગયો. આથી હું ખુબ જ ચીડવાઈ ગયો અને જગલાથી છુટો પડી હું પ્લેટફોર્મના બીજે છેડે જઈ ઉભો રહ્યો. થોડી વારે બીજી લોકલ આવી પહોંચી અને હું કચવાતે દીલે તેમાં બેસી ચર્ની રોડ ઉતર્યો. અને મારા મિત્રને ત્યાં પહોંચ્યો ત્યારે બરાબર અગીઆરના વાગ્યાનો અમલ થવા આવ્યો હતો. તેના ઘરમાં બધે શાંતી હતી. મેં મારા મિત્રની ચેમ્બર રૂમમાં જઈ બેઠક લીધી એટલામાં એમનાં પત્નીએ આવી કહ્યું કે,

"હમણા જ બાપો જમીને ગયા અને તમારા ભાઈ ઓફીસે ચાર્જ સોંપવા ગયા. તમે થોડા મોડા થયા ભાઈ! ચાલો હવે જમવા બેસવું છે ને?"

આથી મને એકલાને જ જમવા બેસતાં શરમ લાગી એટલે મેં ઠાવકું મોંઢું રાખી, ભૂખની બળતરાને અને જગલા પરના ગુસ્સાને દબાવી રાખી, હસતું મોઢું રાખી મારા એ મિત્રપત્નીને કહી દીધું કે,

ચોક્કસ નંબરની ઓરડીમાં રહેનાર માણસોમાં એક વરસની અંદર એકાદ વ્યક્તિનું અવસાન પામે છે. એવી લોકવાયકા હતી. હું મારા કુટુંબ સાથે એ મકાનમાં અને એ જ ઓરડીમાં આશરે ત્રણ વરસ રહ્યો. છતાં મને કોઈ જાતનું અકારણું અપશુકન નડ્યું ન હતું તેમ મારા ઘરમાં કોઈ માંદુ પડ્યું ન હતું. અલબત્ત મારા કુટુંબનાં માણસોને મારા જેવા મક્કમ વીચારનાં બનાવવા માટે મારે તેમની આગળ દરરોજ એવા વહેમો નહીં માનવા વીષે વીવેચન કરવું પડતું હતું.

હું એમને કહેતો કે, જેણે કોઈનું ખરાબ ન કર્યું હોય, જેનું દીલ સાફ હોય એ માણસને ભુત, પ્રેત કે અપશુકન કશું અસર કરી શકતાં નથી.

* *

આવું મારું દ્રઢ મંતવ્ય હતું. ત્યાં એક એવો બનાવ બન્યો કે હું પોતે પણ વિજ્ઞાન અને બુદ્ધિવાદમાં શ્રદ્ધા ધરાવતો હોવા છતાં આશ્ચર્યમુગ્ધ બની ગયો.

વાત એમ હતી કે, કાઠીઆવાડમાં મ્હારા ગામની બાજુમાં આવેલા ચીભડેલી (આ ગામે ચીભડાં ઘણાજ સારાં થતાં એટલે આ ગામનું નામ ચીભડેલી પડ્યું હતું.) ગામના પસાભાઈ પટેલ એ ગામના ખોડીઆર માતાના મંદીરનો જીર્ણોદ્ધાર કરવાના આશયથી ખર્ડો ઉઘરાવવા મુંબઈ આવી મારે ત્યાં મહેમાન થયા હતા. પસાભાઈ ચીભડેલી ગામના એક સારી સ્થિતિના પટેલીઆ હતા. મુંબઈ ગામમાં એમની નાતના અને અંગત સગાં ઘણાં રહેતાં હતાં છતાં એ મારે ત્યાં પરોણા કેમ થયા તે મને સમજાયું નહીં કારણકે મારી અને એમની ઓળખાણ બહુજ થોડી હતી. અમારી ઉડતી મુલાકાત થઈ હતી. મ્હારા ગામથી સ્ટેશને જતાં વચમાં ચીભડેલી ગામ આવતું હતું. પાંચેક વરસ પર જ્યારે હું દેશમાં હતો ત્યારે સ્ટેશને જતાં ચીભડેલી ગામની સીમમાંથી પસાર થતા મારા એક ઓળખીતાની સાથે પસા પટેલ ઉભા હતા. હું ગાડામાંથી ઉતર્યો. મારા સ્નેહી જોડે

રૂપથી હશે. મીલાપી ખબરઅંતર પુછયા. એ સ્નેહીએ મારી પસાભાઈ સાથે જોડે ઓળખાણ કરાવી અને ટ્રેનને ઉપડવાનો ઘણો સમય હોવાથી પસા પટેલે તેડી કરી નજીક આવેલી તેની વાડીમાં લઈ ગયા અને ત્યાં ગરમ પોંક અને શીખંડ ખવરાવ્યાં. મારી અને તેમની બસ આટલી જ ઓળખાણ હતી. એટલે થોડા મહીના પહેલાં મારે ત્યાં મુંબઈમાં એ ઉતરવાના છે એવો તેમણે મને પત્ર લખતા હું સેન્ટ્રલ સ્ટેશને તેમને સામો લેવા ગયો અને માન-અકરામથી તેમને મારે ત્યાં હું તેડી આવ્યો.

સ્ટેશન પર મ્હારા સીવાય તેમને કોઈ તેડવા આવ્યું ન હતું. મુંબઈમાં આટ આટલા સગાં તેમને હોવા છતાં આટલે વરસે પસાભાઈ મુંબઈ નગરને વીષે પધરામણી કરે છતા તેમને સામે લેવા કોઈ નહોતું આવ્યું, એ જોઈ મને ઘણું વીસ્મય થયું.

પસાભાઈ શું એમની નાતમાં ને સગાંઓમાં અળખામણા હશે? શું એ બહુ આખાબોલા અને કજીઆળા હશે? શું એમણે કોઈ અન્નાતની કન્યાને ઘરમાં બેસાડી હશે? કે પોતે ઘરડે ઘડપણ નવાં લગ્ન કર્યાં હશે? પસાભાઈના જીવનમાં એવું શું હતું કે એમને મળવા પણ કોઈ આવ્યું નહોતું વીગેરે પ્રશ્નો મારા મનમાં સેન્ટ્રલ સ્ટેશનથી પાછા ફરતાં ઉદ્દભવ્યા.

* *

હું જાણતો હતો ત્યાં સુધી પસાભાઈ ચીખોદરા ગામના એક અગ્રગણ્ય ખેડુત હતા. તેમની પાસે જમીન પુષ્કળ હતી. ખેતી પર પોતે જાતે લક્ષ આપતા અને વ્યાજ વટાવનો ધંધો કરતા. એમના પત્ની બહુ જ વ્યવહારકુશળ ગણાતા અને પસાભાઈના ઘરનો કારભાર એજ ચલાવતાં.

મુંબઈમાં એ મારે ત્યાં ચાર-પાંચ દીવસ રહ્યા. એ દરમ્યાન મેં જોયું કે, પસાભાઈમાં કોઈપણ જાતના એવાં અપશુકન નહોતાં કે તેમના પરીચયમાં આવનાર કોઈને પણ એનો અણગમો થાય. મને સાથે લઈ એ

પોતાનાં મુંબઈમાં રહેતાં સગાંઓને ત્યાં મળી આવ્યા. તે વખતે મેં જોયું કે, એમનાં નાતીવાળાઓ અને એમના નીકટનાં સગાંઓ અમને જોઈને હેરાત ખાઈ જતા અને જલદી જલદી મારૂં અને એમનું ચા–પાણીથી સ્વાગત કરી નાખી કંઈ બહાનું કાઢી અમને બેઉને જલદી રજા આપી દેતા.

* *

પસાભાઈના સગાઓ તેમના પ્રત્યેનો અણગમો તેમને ખબર ન પડે એવી રીતે વ્યક્ત કરતાં. મોઢેથી સાકર પીરસતાં પણ એમનાં મોંના ભાવ ઉપરથી એ લોકોને પસાભાઈ પોતાને ત્યાંથી જલદી ઉઠે તો સારૂં એમ ચોક્ખું દીસી આવતું હતું, મને આવા અશરાફ માણસ તરફ લોકો કેમ અણગમો બતાવતાં હશે તે સમજાયું નહીં. મને પણ ઓળખતાં હતાં, એવાં એક બે પસાભાઈનાં સગાંઓને ત્યાં જઈ મે આડકતરી રીતે પડપુછ કરી પણ એ માણસો એવાં પાકા હતા કે, મને કશી ખબર પડવા દીધી નહિ.

એક દીવસ બોરીબંદર સ્ટેશન નજીક પસાભાઈનો એક પિત્રાઈ મને મળી ગયો આ માણસ જરા ભડભડીયો હતો. તેમ ફુલણજી પણ હતો. એનું મોઢું જ બીલાડી ફેશન હતું. એટલે કોઈ વાત તેમના પેટમાં ટકે નહી એવી તેની ખાસીયત હતી. મેં તેને બાજુએ લઈ જઈ તેની જરા તારીફ કરી. ચ્હા નાસ્તા ને પાન સોપારીથી નવાજી યુક્તીથી પસાભાઈ માટે પુછ્યું તો એ બોલી ગયો કે,

"પસાભાઈને પગે પનોતી છે. એ જ્યાં જાય ત્યાં આફત વરસે છે એટલે લોકો તેનાથી બહુ બીએ છે."

"આ વીસમી સદીના જમાનામાં તમે આવા વહેમ કેમ માનો છો?" મેં કહ્યું.

મ્હારા આ મેણાથી પસાભાઈનો પિતરાઈ જરા શરમાઈ ગયો પણ બોલ્યો કે,

"આશ્ચર્યાથ, હું વ્હેમી નથી પણ પાંચ વરસ પહેલાં પસાભાઈ આવી સારે ત્યાં ઉતર્યા હતા ત્યારે મારા કાકા જેને નખમાંએ પણ રોગ નહોતો થયો એ બીજે દિવસે ઓચિંતો તાવ ચડવાથી બાર કલાકમાં જ ગુજરી ગયા હતા. એટલે અને તો મારા પસાભાઈ માટે બહુ લાગણી છે પણ એ દિવસની એના પગલાં માટે તો મને વહેમ ઘુસી ગયો છે."

"પસાભાઈ આવા અપશુકનીઆળ છે તો ચીખડેલી ગામમાં કેમ કંઈ આફત ઉતરતી નથી?" મેં પુછ્યું.

"વાત એમ છે કે પસાભાઈનાં વહુ મારાં ભાભી બહુ ભાગ્યશાળી, સારાં પગલાંના અને ભલાં. પસાભાઈની ભેગાં મારાં કાશી ભાભી આવ્યાં હોત તો મુંબઈનાં બધાં સગાં તેને સામે તેડવા ગયાં હોત. કાશી ભાભી આ વાત જાણે છે. પસાભાઈને તે ક્યાંયે એકલા મોકલતા નથી. અને જો પસાભાઈ ક્યાંયે એકલા ગયા તો તેના બારજ વાગી જાય."

"મને તમારી વાત ગળે ઉતરતી નથી." મેં દ્રઢતાથેં કહ્યું. "તમે બીચારા પુષ્પ જેવા સુકોમળ હૃદયના પસાભાઈને વખોડો છો ત્યારે હું તો જાણી જોઈને એમને મારે ઘેર મહીનો પંદર દીવસ જરૂર રાખીશ."

"તમારે રાખવા હોય તો તમારી મરજી. બાકી મારૂં માનો તો એ ડોસાને આજ રાતની ગાડીમાં જ વીદાય કરી દો. એમના ગામની માતાનાં મંદીરનો ખરડો આપણે પાછળથી ભરાવી મોકલી આપીશું, પણ પ્રભુ પૂજ્યા હોય તો એમને આજ ને આજ વીદાય કરો." પસાભાઈના એ પિત્રાઈએ મને આગ્રહપૂર્વક કહ્યું.

* *

પસાભાઈના એ પિત્રાઈની વાતથી મેં પસાભાઈ તરફ વધુ મમતા દાખવવા નીશ્ચય કર્યો, પણ તે સાથે પસાભાઈ વીષે મેં જે વાતો સાંભળી હતી તે ઉપરથી કોઈ વીજ્ઞાની કોઈ વસ્તુનો પોતાની પ્રયોગશાળામાં જેમ બારીક અભ્યાસ કરે તેમ પસાભાઈનાં પનોતા પગલાંની અસર વીષે હું બારીક નીરીક્ષણ કરવા લાગ્યો.

મારે ત્યાં એ ઉતર્યા ને ચોથે દીવસે માંડવી પર એક પેઢીમાં અમે ખરડો ઉઘરાવવા ગયા, પેઢીવાળાએ ખરડામા સારી રકમ ભરી આપી હતી. એ રકમ વસુલ કરવા થોડા દીવસ પછી અમે ત્યાં ગયા તો એ પેઢીનું પાટીયું જ ફરી ગયું હતું. આજુબાજુમાં પુછતા ખબર પડી કે એ પેઢીવાળાઓ બે દીવસ પહેલા જ દીવાળુ કાઢી ઉંધી પાઘડી મુકી મુંબઈ છોડી નાસી ગયા હતા.

આ વાત સાંભળી મને પેલા પસાભાઇના પિતરાઇની વાત યાદ આવી. હું મીનીટો સુધી પસાભાઇના પગ સામે જોઈ રહ્યો પણ ગમે તેમ તેણે દેશી પગરખા પહેરેલા હોવાથી એમના એ વીશીષ્ટ પ્રકારના ચરણકમળ દેખાયા નહી. આમ હું અને પસાભાઈ એક બીજાના મોઢા સામું જોઈ રહ્યા અને પેઢીએથી ઘેર આવ્યા.

પેઢીમાથી અમે પાછા આવ્યાં પછી પસાભાઇના એક સગા આવી તે રાત્રે તેને ત્યાં ચાપાણીનું આમંત્રણ આપી ગયા. રાત્રે હું અને પસાભાઈ ગયા. તેના એ સગાએ ચાપાણીની સાથે પસાભાઇના માનમાં થોડો સંગીતનો પણ પ્રોગ્રામ રાખ્યો હતો. તે આનંદમાં અમે રાતના બાર વાગ્યા સુધી તેને ત્યાં ગમ્મત કરી. સંગીતની રમઝટ જામી હતી, પાછલી રાતનો ઠંડો મંદ મંદ પવન વાતો હતો અને સંગીતની ધુનમા બધા મસ્ત હતા. પસાભાઇના એ સગાએ મકાનના ભોંયતળીએ ત્રણ રૂમનો એક બ્લોક વાપરતા હતા પણ અમારા સ્વાગત માટે મકાનને બીજે માળે આવેલું એક ખાલી પડેલું દીવાનખાનું તેમણે રોકી લીધું હતું અને ત્યાં અમારા સ્વાગતમાં મેળાવડો યોજ્યો હતો. પાછલી રાતના લગભગ એકાદ વાગ્યાને સુમારે ઉસ્તાદનું સંગીત ચાલતું હતું એટલામાં જ નીચે ભોંયતળીયેથી "ચોર ચોર" ની દીલભેદક ચીસ સંભળાઈ. અમારું સંગીત બંધ થઈ ગયું અને અમે બધા સ્તબ્ધ બની ગયા. અમારું સ્વાગત કરનાર પસાભાઈના

સગા દોડીને નીચે ગયા તે કેટલોય વખત સુધી પાછા ઉપર આવ્યા નહીં. મકાનના ભાડુતો દીવાનખાનામાં અને ચાલમાં દોડાદોડ કરવા માંડ્યા. નીચે 'પકડો પકડો!' 'બાજુમાં હશે' 'ગટરમા તપાસ કરો' એવા અવાજો ઉપર આવતા હતા. અમે બારીમાંથી નીચે જોયું તો પસાભાઇના પેલા સગા ઇલેક્ટ્રીક ટોર્ચથી મકાનની બાજુની સાંકડી ગટરમાં, વીજળીક પ્રકાશ ફેંકી રહ્યા હતા. આવું ભયભીત વાતારણ જોઈ અમે બધા નીચે ગયા તો ખબર પડી કે પસાભાઇના ઘરમાં ખાતર પડ્યું હતું અને ગટર પર પડતી બારીના સળીયા તોડી ચોરો લગભગ બે હજારના દાગીના અને રોકડ ઉઠાવી ગયા હતા. અને પસાભાઇના એ સગાની સ્ત્રી જાણે ઘરમાં કોઈ ગુજરી ગયું હોય તેમ છાતી ફાટ રૂદન કરતી માથું કુટી રહી હતી.

આ દ્રશ્ય જોઈ હું અને પસાભાઈ પેલા સગાને આશ્વસન પણ આપવા રોક્યા વગર જલદી જલદી ત્યાંથી અલોપ થઈ જઈ મારે ઘેર પાછા આવતા રહ્યા.

ઉપરા ઉપરી પસાભાઇનાં પગલાંની તાસીરના આવા બે બનાવો બની ગયેલા નજરો નજર જોઈ મારૂં મન પણ જરા હેબતાઈ ગયું પણ આ પ્રસંગે કદાચ અકસ્માત હશે એમ ધારી મેં મારા મનને વહેમની દિશામાં જતું અટકાવ્યું.

* *

આ બનાવ બન્યા પછી પસાભાઇના કોઈ સગાઓ એમને આમંત્રણ આપવા આવતા તો બનતાં સુધી હું તેમના એ આમંત્રણો ટાળતો. મારા ઘરમાં તેમનાં આગમનથી હજુ કશું નવા જુનું નહોતું બન્યું તેથી હું મનમાં ફાવતો હતો. પણ એક વાત બની હતી કે, અમારા મકાન માલીકનો ભાડું ઉઘરાવનાર ભૈયો, પસાભાઈ મારે ત્યાં મહેમાન થઇને આવ્યા તેને બીજે જ દિવસે દેશમાં તેને ગામ રામશરણ પહોંચી ગયો હતો. તે વાતની

ખબર મને તેની ગલીમાં આવેલા ભૈયાએ કહી હતી એક માણસના પગલાંની અસર એટલે દુર ક્યાંથી ન થાય. મેં એ તર્કને પણ હસી કાઢયો હતો.

એક દિવસે પસાભાઈને મુંબઈ ગામમાંથી કંઈ ખરીદી કરવી હતી તેથી મુંબઈના એક રસ્તામાં અમે દુકાને ખરીદી કરવા ગયા. ત્યાં માલ જોઈ બંડલ બંધાવ્યાં એટલામાં તો ચારે તરફથી ભુમરાણ અને શોરબકોર થયો અને અમે શું બન્યું છે તેની તપાસ કરીએ એટલામાં તો હાથમાં લાકડીઓ અને પત્થરા સાથે કોમી હુલ્લડ જગાવતા લોકોના ટોળા અમે જે દુકાને ઉભા હતા તે તરફ ધસી આવ્યાં અમે મુઠીઓ વાળી, પેલા માલના પડીકાં જેમનાં તેમ રહેવા દઈ જીવ લઇને નાઠા અને હાંફતા હાંફતા ઘેર પહોંચ્યા.

તે દીવસે સાંજનાં પેપરોમા નજર કરતા ખબર પડી કે, જે દુકાને અમે ખરીદી કરતા હતા એજ દુકાન લુંટાઈ ગઈ હતી

આટલું આટલું બન્યા છતાંએ બધું પસાભાઇના પનોતા પગલાંથી એ થાય છે એમ માનવા હું તૈયાર નહોતો. મુંબઇમા રહેતા પસાભાઇના સગાઓના સ્ત્રી વર્ગે મારી પત્નીનાં કાન પસાભાઇના પગલા સામે ભંભેર્યાં હતા. એમના એક સગા અમારી ગલ્લીમાજ નાકા પરના મકાન પર રહેતા હતા અને તે ઘરનો સ્ત્રી વર્ગ દેવદર્શન જતાં કે ભૂલેશ્વર શાકભાજી ખરીદવા જતાં મારી સ્ત્રીને મળી જતો. પસાભાઈ આવ્યા પછી અમારૂં એક બાળક તાવમાં પટકાઈ પડતાં, મારી પત્ની વધુ વહેમાઈ. મેં તેનો વહેમ ટાળી નાખવા પ્રયાસ કર્યો. ડોકટરની તાત્કાલીક સારવારથી બાળક તો બચી ગયું પણ એક સવારે મારા ઘરના રસોડામા પ્રાઇમસ પર ચ્હા તૈયાર કરતાં મારા ઘરઘાટીનું ધોતીયું સળગી ઉઠ્યું. એ ચીસ પાડી બહાર દોડી આવ્યો મારી સ્ત્રી પાણીની ભરેલી બાલ્દી તેના પર નાખવા જતી હતી, મેં તેને બુમ પાડી અટકાવી, સમયસૂચકતા વાપરી બહારના ખડમા એક જાડી જાજમ પડી હતી તે ઉચકી મેં ઝપાટાબંધ રામાનાં બળના ધોતીયા

પૂર વીંટી દીધી. આ બધી ક્રીયા એક પલકારામાં જ બની. આગ બુઝાઈ ગઈ, રામો જરાક દાઝયો પણ જાજમના પ્રતાપથી વધુ દાઝતાં બચી ગયો. રામાને દાક્તરને ત્યાં લઈ જઈ પાટાપીંડી કરાવી હું પાછો ઘેર આવું ત્યાં મારી પત્નીને રસોડામાં બેસી પુરીઓ તળતી મેં જોઈ. મેં તેની સામે જોયું એટલે તે ધીમેથી એટલું જ બોલી કે,

"મેમાનને માટે તૈયાર ભાતું કરૂં છું. માટે તમારા એ પનોતાં પગલાંના મેમાનને રજા દઇ દેજો, નહીંતર હું જ આ ભાતું લઈ મારા છોકરાં સાથે દેશમાં ચાલી જઇશ."

મારી પત્નીની આ ધમકીથી મેં પસાભાઇને મુંબઇમાં હુલ્લડ ફાટી નીકળ્યુ હોઈ હવે રહેવું સલામત નથી એમ સમજાવી રાતની ટ્રેનમાં દેશમાં વીદાય કરી દીધા.

*

## ૧૩. ભીમસિંહ બાપુની ભડક

કાઠીઆવાડમાં એક મોટાં રેલ્વે જંકશનવાળા ગામમાં એક રેલ્વે પ્લેટફોર્મ પર, તેમ જ બીજું સ્ટેશનથી થોડે દૂર ગામમાં જવાનાં વિશાળ રાજમાર્ગની એક બાજુએ પેસ્તનજી શેઠની માલીકીનાં 'બીટાનીયા રેસ્ટોરાં' અને 'યુરોપ શોપ' આવ્યાં હતાં. સ્ટેશન પરની 'શોપ' અને રીફ્રેશમેન્ટ રૂમનો વહીવટ પેસ્તનજી શેઠનો એકપુરો દિકરો જહાંગીરજી કરતો હતો ત્યારે પેસ્તનજી ડોસા ગામના એ 'રેસ્ટોરાં'નો કારોબાર ચલાવતા હતા.

પેસ્તનજી શેઠ ગામના રેસ્ટોરાંની વ્યવસ્થા કરતાં તે બહુ જ વિચારપૂર્વક હતું કારણ કે સ્ટેશનના રીફ્રેશમેન્ટ રૂમ કરતાં આ ગામના રેસ્ટોરામાં અનેક જાતના માણસો આવતાં. એ મોટા રેસ્ટોરાંમાં બીજા નાનાં નાનાં ગામડેથી

ઘોડા કે ઉંટ પર બેસી દરબારો અને ગરાસીયાઓ ઘણી યે વખત જરા આણીપાણી લેવા આવતા હતા. સિપાઈ સફરાઓ, ખવાસો, પસાયતાઓ અને બીજાં કાટીઆ વર્ણનાં માણસો પણ સાંજ પડે પેસ્તનજીનાં રેસ્ટોરાંની મુલાકત લેવાનું ચુકતા નહીં.

પેસ્તનજી શેઠને આ રેસ્ટોરાં માટે એ રેલ્વે જંકશનવાળા ગામના દરબાર તરફથી એકહથ્થુ ઇજારો મળ્યો હતો. પેસ્તનજીનુ રેસ્ટોરાં બહુજ મોટું હતું. દરબારો, ગરાસીયાઓ, ઠાકોરો તેમજ ગામના શેઠીઆઓના નબીરાએ માટે પાર્ટીશનવાળી કોઈ જુએ નહી એવી બેઠકો હતી જ્યારે કાટીઆ વર્ણ માટે દાખલ થતાંજ જે મોટો હોલ આવતો તેની પાછળ વીશાળ જગ્યા હતી. જ્યા એ લોકો ગીત ગાય, ગપ્પા મારે, મોટેથી વાતો કરે તો કોઈ તેમને રોકતું નહી. જ્યારે રેલ્વે સ્ટેશન પરના 'રીફ્રેશમેન્ટ રૂમમાં' જનારને કેટલીક રીતભાત અને મરતબો જાળવવો પડતો હતો. અને તેથીજ ગામનું કાંટીયું અને કારીગર વર્ગ જ્યા વધારે છૂટ મળતી હતી તે ગામના પેસ્તનજીના રેસ્ટોરાંમા આવવાનુ વધુ પસંદ કરતા હતા.

પેસ્તનજીના એ રેસ્ટોરાંમાં ચા-પાણી ઉપરાંત બત્તીની ચીમનીથી માંડીને વીલાયતી સાબુ, દંતમંજન, બુટની દોરી, મીણબત્તી ટુંકમા લોકોના દરરોજના વપરાશનો દરેક પ્રકારનો સામાન મળતો હતો. પેસ્તનજી શેઠ ગામના એ રેસ્ટોરા પર પોતે જાતેજ દેખરેખ રાખતા હતા. એમની ઉંમર ૬૫ ની ભરતીમાં આવેલી હતી, છતાં જુવાનીની ખડતલ જીંદગીને લીધે તેમનું બદન એ જઈફ ઉમરે પણ રાઠોડી અને તાકાતવંત હતુ, વળી એમની જુવાનીમાં એમણે સુરતમા વકીલાત કરવામા ઘણાં વર્ષો કાઢયાં હતા. વકીલના ધંધામા એમણે સારી જેવી કમાણી પણ કરી હતી પણ એમના કડક, આખા બોલા અને સ્વતંત્ર સ્વભાવને લીધે એમને વારંવાર મેજીસ્ટ્રેટો અને ન્યાયાધીશોની સાથે ટપાટપી થતી હતી. અને ૪૫ વરસની ઉંમરે તેણે વકીલાતના ધંધાને સલામ કરીને આ રેલ્વે જંકશનવાળા એક દરબારી ગામમાં રેસ્ટોરાનો ઇજારો લઈ કાઠીઆવાડમાં ઠરીઠામ થયા હતા.

*

એક સવારે પેસ્તનજી શેઠ દુકાનના થડાવાળાના ટેબલ પાસે આરામ ખુરસી પર બેઠા હતા, અને સ્હવારની ટપાલમાં આવેલાં મુંબઇનાં પેપરો વાંચતા હતા. દુકાનના એ બહારના હોલમાં એક ખુણામાં એક મીસ્ત્રી અને બે ત્રણ કડીયા ચા પીતા બેઠા હતા. ત્યાં રેસ્ટોરાંનું બારણું આખું ભરાઈ જાય એવો એક પડછંદ આદમી ઉંબરામાં ઉભેલો દેખાયો. એ નવા આવનારે દુકાનના ગલ્લાવાળા, પેલા કડીયા અને મીસ્ત્રીનું લક્ષ ખેંચ્યું. આવનાર લગભગ છ ફીટ ઉંચો રાઠોડી બાંધાનો, વાંકડી કાળી મુછોવાળો, મોટા ભવાં અને ખુણામાંથી સ્હેજ રતાશ પડતી અણીયાળી આંખોવાળો મરદ હતો.

એની ઉંમર ચાલીસ પીસ્તાલીસ વરસની હશે. પણ દેખાવમાં એ પાત્રીસ વરસનો યુવાન લાગતો હતો. તેણે માથે કાઠીશાહી ફેંટો, બગલમાં તલવાર અને કમ્મરે ભેટ બાંધી હતી કે જેમાંથી સોનાની મુઠવાળો જમૈયો દેખાતો હતો. એને જોઈ પેલા કડીયામાંથી એક જણ બોલ્યો.

"ખરેખરો 'ભડ' માણસ છે, સો માણસનાં ટોળામાં આંખને અણસારે પોતાનો મારગ કરી લે તેવો લાગે છે."

કડીયાની વાત સાંભળી ગામનો વૃદ્ધ મીસ્ત્રી હસ્યો અને તેણે કડીયાઓના કાનમાં કંઇક વાત કરી એટલે એ ગામે નવા આવેલા એ કડીયાઓ બીક, માન, અને અજાયબી એ ત્રણે લાગણીઓના મીશ્રીત ભાવથી પેલા નવા આવનાર તરફ જોઈ રહ્યા.

* *

એ રેસ્ટોરાંમાં નવા આવનારનું નામ ભીમસીંગ ખાચર હતું. પણ તે લોકોમાં ભીમસીંગ દરબારના નામે ઓળખાતા, એમની જાગીર ઘણી મોટી હતી. ઉપરાંત વેપારમાં પણ કાઠીઆવાડના મોટા શહેરોમાં કપાસના જીનો અને બીજા કારખાના ઉભા કરી સારી જેવી દોલત જમા કરી હતી. દરબારનું ગામ તો નાનું હતું. પણ ભીમસીંગ ઘણા જ લહેરી સ્વભાવના,

અતિ ઉદાર અને રસીક હોવાથી લોકોમા એમનું નામ ખુબ જાણીતું થયું હતું. તાયફાઓ નચાવવા, મુંબઈ અને કલકત્તેથી ગાનારીઓ બોલાવવી તેમજ દોસ્તો સાથે શીકારે જવું અને ત્યાં ખાણીપીણી ખુબ ઉડાવવી એ તેનો શોખ હતો. એને માટે એમ કહેવાતું કે, એ રીઝે તો ન્યાલ કરી નાખે અને ખીજે તો સામા પક્ષને પાયમાલ કરી નાખે—મૂળમાંથી ઉખેડી નાખે. એવા જાહેર હતા. થોડા વખત પહેલાં એ મુંબઈ ગયા હતા અને ત્યાંની મોટી યુરોપીઅન હોટેલોમાં આઠ દહાડામાં વીસ હજારનું આંધણ કરી આવ્યા હતા એવી વાતો આ ગામમાં અને એ બાપુના ગામ ખારેકખુરામા થતી હતી. મુંબઇના છાપાઓમાં ભીમસીંગજીના પરાક્રમની વાતો પણ પ્રસીદ્ધ થઈ હતી.

* *

ભીમસીંગજીએ રેસ્ટોરામા દાખલ થતાજ કહ્યું.

"પેસ્તનજી! જરા વાત કરવી છે" એ અવાજજ એવો પ્રભાવશાળી નીકળ્યો કે પેસ્તનજી શેઠે ઝબકીને છાપામાંથી ડોકું બહાર કાઢી ઉંચું જોયું અને ભીમસીંગ દરબારને ઉભેલા જોઈ એ કુદકો મારી ખુરસીમાંથી ઉભા થઈ ગયા અને બોલ્યા.

"ઓહો, દરબાર સાહેબ ઘણે વખતે! મુંબઇથી ક્યારે આવ્યા? ત્યાં તો ખુબ મઝા કરી આવ્યા? મેં હમણાંજ એ હેવાલ છાપામાં વાંચ્યો."

પેસ્તનજીના ઉત્સાહથી ભીમસીંગના ચહેરા ઉપર કંઈ અસર થઈ નહીં. તેના ખુબસુરત ચહેરા પર ગુચવણ અને ચીડના ભાવ હતા. કોઈક ઉંડી ઉંડી મુશ્કેલી તેમનાં મનને મુંઝવતી હોય તેમ લાગતું હતું.

પેસ્તનજીએ એમની ખબરઅંતર પુછી તેનો માત્ર ડોકું હલાવી સ્વીકાર કરી, તેનો હાથ પકડી પેસ્તનજીને રેસ્ટોરાંના અંદરના "સ્પેશીયલ" ખંડમાં લઈ ગયા.

એ રૂમમાં નિરાંતે બેઠા પછી દરબારે કહ્યું.

"પેસ્તનજી તમે અગાઉ વકીલ હતા એ ખરૂં કે?"

"હા એક વખત આખું સુરત આ સેવકે ધમધમાવી મુકેલું."

"તે હશે." દરબાર બોલ્યા. "પણ આજ મને તમારી સલાહની જરૂર પડી છે." આમ કહી દરબારે પોતાનાં ખીસામાંથી એક બંધ કવર અને કાગળ કાઢયાં અને પેસ્તનજી શેઠના હાથમાં મુકયાં.

એ કાગળ ભીમસીંગ દરબારને સંબોધીને લખાયો હતો. તે કોઈ દક્ષિણી ગૃહસ્થે લખ્યો હોય એમ લાગતું હતું. તેમાં નીચે મુજબનું લખાણ હતું.

"અમારી બાયડી યશોદાબાઈએ અમારી સાથે એ વાત કબુલ કર્યા છે કે તેણે તમારા સાથે પ્યાર કર્યા હતા. અમારાં પરણેલાંને ફોસલાવવા અમે તમારા સામે કામ ચલાવવા માગતા છે. પણ જો તમારા કંઈ જવાબ આવશે તો અમે વિચાર કરશે."

લી૦
સદાશીવરાવ ધોંડકોડીયા.

કાગળ વાંચતી વખતે પેસ્તનજી શેઠે પોતાના ચશ્માંમાંથી એક વખત દરબાર સાહેબના મોઢા તરફ કટાક્ષયુકત નજર ફેંકી હતી અને મુછમાં હસ્યા હતા અને મનમાં બબડયા હતા કે, 'આ કાઠીએ મુંબઈમાં કોઈ દિવસ દારૂ પી ધરાય કોઈ બૈરી જોડે ચાળા કર્યો હોય તે વાત તદ્દન બનવાજોગ લાગે છે."

કાગળ વાંચી લઈ કપાળ પર કરચલી પાડી પેસ્તનજી બોલ્યા.

"આ ચોકખો નાણાં કઢાવવાનો પેતરો છે. હુ તમને બરાબર એ ધોંડકોડીયો સીધો થઇ જાય એવો જવાબ લખી આપીશ પણ ખરી બીના શું બની હતી તે તમારે મને પહેલા કહેવી જોઇશે."

"બીના કેવી અને વાત કેવી!" આમ બોલી દરબાર મુંગા થઈ ગયા અને વિચારમાં પડી ગયા.

પેસ્તનજી સમજ્યા કે, ભીમસીંગ ખરી વાત કહેતાં શરમાય છે. મુંબઈ જઈ તેઓ જરૂર કંઇક કાળું ધોળું કરી આવ્યા હશે. તેણે દરબારને મુંગા થઈ ગયેલા જોઈ કહ્યું.

"દરબાર સીધી વાત કરતાં શરમાતા હો તો અદાલતમાં અમે પુછીએ તે મુજબ ઉલટપાલટ રીતે હું તમને કેટલાક સવાલો પુછું. તમે તેનો 'હા' કે 'ના' માં જવાબ આપજો. બોલો, મુંબઇમા એ યશોદાબાઇને તમે ક્યાં મળ્યા હતા?"

"હું મળ્યોજ નથી."

"તમારી યાદદાસ્ત તાજી કરો. કોઈ વખત મુંબઇના ગ્રીન તાજ કે એવા કોઈ મોટાં હોટલમાં તમે આ બાનુને મળ્યા હો કે મીઠાશથી વાત કરી હોય, તમે ખાય પી ધરાયા હો તે વખતે કંઈ વધુ છુટ લેવાઈ ગઇ હોય, આવું કંઈ બન્યું હતું?"

"હું એ બાઇને ઓળખતોજ નથી. મેં તેને જોઈજ નથી. સુરજની સાક્ષીએ કહું છું કે આ વાતમાં હું કંઈ જાણતોજ નથી. આ માણસ તદ્દન ખોટો છે."

"તો પછી આ માણસે તમને કાગળ શા માટે લખ્યો?"

"એજ હું તમને પુછવા આવ્યો છું કે આ નાહકની કનડગત થાય છે. આવા તો છ સાત કાગળ મને મળ્યા એટલે તો તમારી સલાહ લેવા આવ્યો."

"પણ તમે સાચી વાત નથી કરતા તો હું તમને ક્યાંથી સલાહ આપી શકું?"

પેસ્તનજીના વચન સાંભળી દરબાર થોડો વખત મુંગા રહ્યા. બહુજ ગુંચવાએલા અને મુઝાએલા જણાયા અને પછી કંઇક દ્દઢ નીશ્ચય કર્યો હોય તેમ પેસ્તનજી તરફ ફરી બોલ્યા કે,

"વાત બહાર નહીં પાડવાનું વચન આપો તો ખરી વાત કહું. મારૂં એટુ બધુ બન્યું છે એવું કે કહેવાય નહીં ને સેવાય પણ નહીં. હું તો એવો સલવાયો છું કે મારૂં મન જાણે છે."

"તમારી સંકડામણ શુ છે તે મને કહો તો રસ્તો બતાવી શકું. વાત બહાર નહીં જાય તે ખાત્રી રાખજો" પેસ્તનજીએ આશ્વાસન આપતાં કહ્યું.

"તો સાંભળો પેસ્તનજી શેઠ! હું મુંબઇ ગયો જ નો'તો. વાત એમ હતી કે જુનાગઢની એક નખરાળી ને રૂપાળી "હરીજન બાળા" ઉપર આ અભાગીઓ જીવ ચોંટી ગયો હતો અને એ વાતની જાણ ન થાય માટે આ સ્ટેશનેથી મુંબઇ જવાનો ડોળ કરી નિકળ્યો હતો. પણ તેને બદલે જુનાગઢ, જામનગર, વેરાવળ અને પોરબંદરમાં વેશ બદલી મોજુ માણી. પણ એ બાઇનું મન મારી જાત કરતા મારા પૈસા પર વધુ છે એમ મને જણાતા એ સંબંધ મેં એટલેથી જ અટકાવી દીધો. અને એને મુંગી રાખવા માટે વીસ હજારનું આંધણ કર્યું. અને છુટો થઈ પાછો દરબારી પોષાક પહેરી આ તમારા ગામના જંકશને ઉતર્યો અને ત્યાં એક છાપાવાળાનો ભેટો થતાં તેને થોડી દક્ષીણા આપી મેં મુંબઇમાં મોજ મારી એવો હેવાલ છાપે એવી ગોઠવણ કરી હતી, કે જેથી લોકો મારા પર વહેમાય નહી. પણ ઘરે ગયા પછી થોડા દિવસે છાપામાં મારી વાતુ છપાણી અને આ તો નવું લફરું જાગ્યું અને ઉપરા ઉપર આવા કાગળો આવવા લાગ્યા અને છેવટે બહુ જ મુંઝાયો ત્યારે તમારી પાસે આવ્યો."

દરબારની વાત સાંભળી પેસ્તનજી ખડખડાટ હસી પડયો. અને પછી પેલા તરકટબાજ ધોડફોડીયાને તતડાવીને જવાબ લખી એક કાગળ પરબીડીયામાં બીડી, પેલા મુંબઇથી આવેલા પત્રમા લખ્યા પ્રમાણેનું એડ્રેસ કરી દરબારના હાથમાં આપતાં કહ્યું.

"બાપુ! જરા પણ ગભરાશો નહીં. લ્યો આ કાગળ ટપાલમાં નાખી દ્યો. આ વાંચીને એ બેટમજી કાગળ લખતો જ બંધ થઈ જશે."

અને દરબાર કાગળ લઈ પેસ્તનજી શેઠને સલામ કરી હસ્તા હસ્તા ચાલ્યો ગયા.



# ૧૪. દિવ્ય પ્રેમ

સૌંદર્યની ઝળહળતી જ્યોતસમી સુંદરીઓને કીંમતી કપડાંઓનો ઝળહળાટ કે આભૂષણોના કૃત્રિમ ઓપની જરૂર પડતી નથી. તેમનું નૈસર્ગિક સૌંદર્ય, સાદા અને સ્વચ્છ પણ કલાયુક્ત વસ્ત્ર પરિધાનમાં પણ એટલું આકર્ષણ ઉપજાવે છે કે કોઈ પણ તેને નિરખનારનું મન ઘડીભર આનંદમગ્ન બની જાય છે.

વિશાખાનું સૌંદર્ય પણ એવું જ આનંદપ્રદ હતું. તેના સુંવાળા અને ગોરા ગોરા માંસલ શરીરના સુડોળ અવયવોથી બનેલા સુંદર દેહમંદિરમાં બિરાજતા તેના અદ્દભુત આત્માના આકર્ષણ કોઈ અજબ જ હતાં. વિશાખા સાદા પણ શુદ્ધ સ્વચ્છ વસ્ત્રોમા સજ્જ થઈ, છાતી પર વાળી રાખેલા સુંદર હાથમાં પુસ્તકોની થપ્પી લઈ જ્યારે હાઇસ્કૂલમા જવા ઘરની બહાર પડતી ત્યારે ઘણીએ સૌંદર્યપિપાસુ ચક્ષુઓના શરસંધાન તેના તરફ થતા, પણ ચપળ અને ચતુર વિશાખાના સૌંદર્યમાંથી પ્રગટતી વિદ્યુત વાસના ભ્રષ્ટ ચક્ષુઓમા અંગાર આપતી, અને તે અંગારામાથી પ્રજ્વળતી આગમાં ભસ્મીભૂત થતા હૃદયો તરફ બેપરવાહીભર્યું સ્મિત ફેંકતી તે બાલિકા સડસડાટ કરતી સ્કૂલમા ચાલી જતી. આ તેનો નિત્ય નિયમ હતો.

પણ હવે વિશાખા બાલિકા રહી ન હતી. તેણે હાઇસ્કૂલ છોડી કોલેજનાં પગથીયા પર પગ મૂકયા તેની સાથે જ તેની અદ્દભુત દેહવલ્લીમાં યૌવનરૂપી સૂર્યે આગમન કર્યું અને તેનું સૌંદર્યકમળ પૂરેપૂરૂં વિકસી ઉઠ્યું, તેની સાથે કંઇક રસભોગી ભ્રમરોએ તેના પર ગુંજન કરવા માંડ્યું. પરંતુ એ અલૌકિક કમળનો આસ્વાદ ચાખવાને તો ફક્ત એક જ યુવક–ભ્રમર ભાગ્યશાળી થયો. તે હતો વસંતકુમાર. વિશાખા

અને વસંત કોલેજમાં એક જ ક્લાસમાં ભણતાં, હમેશ સાથે મળતાં, અનેક વાર્તાલાપ કરતાં, અને તે જોઈ ઘણા યે કોલેજીયન યુવકો અદેખાઇમાં જળી જતાં.

* *

વિશાખા રમણલાલ શેઠની એકની એક લાડલી પુત્રી હતી અને રમણ શેઠ અલકાપુરીના એક અગ્રગણ્ય શ્રીમંત વ્યાપારી હતા. તેનો દેશ અને પરદેશમા એટલો બધો ધીકતો ધંધો ચાલતો હતો કે લક્ષ્મીની તેને ત્યાં રેલમછેલ હતી. આમ છતાં રમણલાલ શેઠનાં પત્ની સાવિત્રી શેઠાણી ઘણાં જ નિરભિમાની સાદાં ભલાં અને દયાર્દ્ર અંતઃકરણનાં હતાં. એવી એક સાધ્વી માતાના સદ્‌ગુણો કેટલેક અંશે વિશાખામાં પણ ઉતર્યા હતા. પણ સાવિત્રીના દિલ પર ફક્ત હિંદુ ધાર્મિક સંસ્કૃતિની અસર હતી ત્યારે વિશાખામા પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિની મિશ્રિત છાપ પડી હતી. રમણલાલ શેઠ સુધારક વિચારના હતા. તેણે ખપ પુરતી ઈંગ્લીશ કેળવણી પણ લીધી હતી. તે સ્ત્રીસ્વાતંત્ર્યમાં માનતા હતા તો પણ તેઓ જાત્યભિમાન અને શ્રીમંતાઇના મિથ્યા ગૌરવમાં હંમેશા રાચતા. અને પ્રશ્ન પરત્વે પિતા–પુત્રીને ઘણી વખત ગરમાગરમ ચર્ચા થતી.

હમણા હમણાં વિશાખા વસંતની સાથે હરતી ફરતી અને ફુરસદનો ઘણો વખત તે વસંતની સાથે જ વિતાવતી, એ રમણલાલ શેઠને પસંદ ન હતું. વસંત સુશિક્ષિત હતો, નમ્ર સ્વભાવનો હતો તેમ તે દેખાવડો અને શરીર સ્વાસ્થ્યમા પણ તંદુરસ્ત હતો. વળી તે તેની જ્ઞાતિનો પણ હતો, છતાં તેનામાં એક ખોડ રમણલાલ શેઠને દેખાતી અને તે એ જ કે તે ગરીબ હતો. જો કે વસંતના પિતા એક સુખી અને સ્વતંત્ર વ્યાપારી હતા, પણ દૈવયોગે પાછળથી તેના દિવસો બદલાયા અને ઉપરા ઉપરી ખોટ આવતાં તેને નાદારી લેવાની ફરજ પડી હતી. વસંતની માતા તો તેના બચપણથી જ સ્વર્ગે સીધાવી ગઈ હતી, તો પણ વસંતના પિતાએ બીજી પત્ની કરી

નહુતી અને બધી જ આશાના મિનારા વસંત પર તેણે બાંધ્યા હતા. પરંતુ આમ અચાનક આર્થિક આફત આવી પડતાં તે જ આઘાતમાં તેઓએ પણ આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો હતો, વસંત સાવ નિરાધાર થઈ પડતા તેના પિતાના એક દયાળુ મિત્ર વિદ્યાસાગર વકીલને ત્યાં ઉછર્યો હતો અને તેને જ આશ્રયે રહી તે કોલેજની કેળવણી લેવા સુધી પહોંચ્યો હતો.

માણસનું ભાગ્ય ક્યારે પલટો લેશે એ કોયડો આજ દિવસ સુધી કોઈ ઉકેલી શક્યું નથી. કોલેજમાં આવતાં જ વિશાખા અને વસંત પરસ્પર આકર્ષાયાં અને એ બંનેના વધતા જતા પરિચયરૂપી હલેસાંના જોરે વસંતની જીવનનૌકા આ સંસારસાગરની કોઈ અનોખી દિશાએ જ ધસડાવા લાગી. વિશાખાના હૃદયમાં વસંત માટે શુદ્ધ પ્રેમ જન્મ્યો.

## પિતા–પુત્રી વચ્ચે ટપાટપી

એક દિવસ વિશાખા તેના અભ્યાસ રૂમમાં વાંચનમાં તલ્લીન હતી ત્યારે રમણલાલ શેઠે આવી તેના કોમળ હૃદય પર કઠોર શબ્દોરૂપી વજ્રઘાત કર્યો.

"જો, બેટા વિશાખા! તારે વસંતનો પરિચય છોડી દેવો જોઈએ. એવા છોકરાઓ સાથે ફરવામાં આપણું ગૌરવ જાય!"

"હેં!" વિશાખાએ ચમકીને કહ્યું. "શું વસંત કોઈ ચોર છે, બદમાશ છે કે, તેની સાથે ફરવામાં આપણે ગૌરવ ગુમાવીએ?"

"ના એ ચોર નથી ને બદમાશ નથી, પણ તે એક રખડતો રઝળતો અને કોઈ પણ સગાં સંબંધી વિનાનો ગરીબ છોકરો છે!"

"પણ એમાં વસંતનો દુર્ગુણ કયો?"

"એજ કે એ આપણો સમોવડિયો નથી."

"નથી તો એવો તમે તેને બનાવો, એને મદદ કરો."

"જો વિશાખા! તું હવે હદ ઓળંગી જાય છે. તને હું સાફ શબ્દોમાં કહી દઉં છું કે આપણે આપણા મોભા અને મોટાઈ પ્રમાણે તેવાજ

માણસો સાથે પરિચય કેળવવો જોઈએ. નહિ કે આવા ભિખારડા જોડે.”
રમણ શેઠે આંખ ફેરવી ગુસ્સામાંજ કહ્યું.

વિશાખા એમ ગભરાય તેવી ન હતી. તે રમણ શેઠના શબ્દે શબ્દે આઘાત અનુભવી રહી હતી. છતાં અજબ શ્રદ્ધાથી તેણે છેલ્લો દાવ ફેંક્યો.

“પિતાજી! આ જગતમાં બધા જ કાંઈ થોડા શ્રીમંત જન્મે છે. એક બીજાની મદદ અને સહાનુભૂતિથી સૌ આગળ વધે છે અને તેમ વસંત પણ વધશે.”

“બસ તારી દલીલો મારે નથી સાંભળવી. હવેથી જો હું તને વસંત સાથે જોઈશ તો યોગ્ય રસ્તો લઈશ. માટે વિચાર કરજે.” આમ કહી રમણલાલ ગુસ્સામાંજ ત્યાંથી ચાલ્યા ગયા.

બસ તે દિવસથી વિશાખાના ચહેરા પર ઉદાસીનતાએ વાસ કર્યો. તેણે કૉલેજમાં જવાનું પણ બંધ કર્યું અને બધો વખત તેના બંગલાના એક દિવાનખાનાની ચાર દિવાલો વચ્ચે તેણે ઇચ્છિત કેદ સ્વીકારી લીધી. તે દિવસે દિવસે એટલી બધી બેચેન બનતી જતી કે, સાવિત્રી શેઠાણી પુત્રીની આ અકળામણ જોઈ ન શકી. તેણે તેને હઠ છોડવા ઘણું સમજાવી, પણ તેના દિલનું દર્દ એકે રીતે શાંત થવું મુશ્કેલ હતું. ચિંતા અને સંતાપથી અનાજ પર પણ તેને અરૂચિ થઈ ગઈ અને તેને લીધે તેનું સૌંદર્ય પણ ઓસરવા લાગ્યું. આમ અઠવાડિયું પસાર થઈ ગયું અને વસંતની સ્થિતિ પણ વિષમ બનવા લાગી. તેણે વિશાખાને મળવા ઘણા પ્રયત્નો કર્યા પણ બધા વ્યર્થ ગયા. છેવટે તે રમણ શેઠના બંગલે ગયો પણ અફસોસ ત્યાંએ શેઠનો ખોફ સર્વ જગા પર ફરી વળ્યો હતો. ચાકર, નોકર, સૈયો, ઘાટી બધાના ચહેરા પર તેણે તિરસ્કાર જોયો અને આમ તે હતાશ બની ત્યાંથી પાછો ફર્યો.

* *

## સમજફેરનું પરિણામ

એક દિવસ સંધ્યાસમય થયો હતો. ભગવાન સૂર્યદેવ અસ્ત થઈ ગયા હતા, પણ પશ્ચિમ દિશામાં વાદળાંઓના ગુચ્છો પર એવી રંગબેરંગી લાલીમા મૂકતા ગયા હતા કે, તેની પૃથ્વી પર પડતી છાંયા મનને પ્રફુલ્લ બનાવતી હતી. આકાશનું દૃશ્ય એવું ખીલી ઉઠ્યું હતું કે, જાણે અલૌકીક આભૂષણોથી સુસજ્જ થઈ દેવાંગનાઓ પ્રકૃતિઓનું નિરીક્ષણ કરવા વિમાનરૂઢ થઈ આકાશ-વિહાર કરી રહી હોય! આ વખતે રમણલાલ શેઠના બંગલાના પાછળના ભાગમાં રસ્તા પર આવેલા બગીચામાં વિશાખા હડપચી પર હાથ દઈ, પગ પર પગ ચડાવી વિચારમૂઢ બની બેઠી હતી એટલામાં સામેના દરવાજાના દ્વારમાં વિશાખાએ વસંતને જોયો. બંનેની દ્રષ્ટોદ્રષ્ટ મળી, પણ ઘુઘવતા સમુદ્રમાં ઓટ વખતે આવતા મોજાં જેમ આઘે આઘેથી અથડાઈ કિનારા સુધી નહીં પહોંચતા પાછા ફેલાય છે, તેમ વસંત અને વિશાખાનાં હૈયામાં ઉછળતી સ્નેહોર્મીઓ આગળ વધવા ઉછાળા મારી રહી હોવા છતાં સંકોચાઈને પાછી ફરતી હતી. બંનેના ચહેરા પર નિસ્તેજતા છવાઈ રહી હતી. સંધ્યાના અંધારા ઘેરાં બનતા જતાં હતાં તેમ તેમ બગીચામાં પણ અંધકાર છવાતો જતો હતો.

વસંત ઉતાવળે પગલે ચાલી વિશાખા પાસે આવી પહોંચ્યો અને બાંકડાપર તેની બાજુમાં બેસી ગયો. તેને વિશાખા મૂઢ અને ભ્રમિત જેવી લાગી. વસંતને જોઈ, વિશાખાએ તેના હૃદયના ભાવોને ઉલટુંજ સ્વરૂપ આપ્યું. તે કશુંજ બોલી નહિ, પણ વસંતે હિંમત એકઠી કરી ધ્રૂજતા અવાજે પૂછ્યું.

"કેમ વિશાખા! તારી તબીયત કેમ છે?"

"તબીયત તો સારી જ છે પણ તમે અત્યારે અહીં શા માટે આવ્યા છો?"

પ્રત્યુત્તર સાંભળતા જ વસંતના હૃદય પર સખ્ત આઘાત થયો. તેના શરીરમાં એકદમ પ્રસ્વેદ છૂટયો અને મગજ નબળું પડતાં આંખે ચક્કર

આવી હોય એમ તેને લાગ્યું. તુર્તજ તેણે ખીસામાંથી રૂમાલ કાઢી આંખો દાબી દીધી અને ઘડીવાર પછી તે બોલ્યો.

"વિશાખા! મને ક્ષમા કરજે, પણ તારી સૌંદર્યમય પવિત્ર મૂર્તિ મારા હૃદયમંદિરમાં જડાઈ ગઈ અને હું તેનો ઉપાસક બન્યો. તે ઉપાસના, તે સ્મૃતિ મને તારી પાસે અહીં ખેંચી લાવી. કંઈ અવિવેક થયો હોય તો માફ કરજે."

આમ કહી વસંત ત્યાથી જવા ઉભો થયો, પણ તેથી તો વિશાખાનું હૃદય ખળભળી ઉઠ્યું. તેણે વસંતનો હાફકોટ પાછળથી પકડ્યો અને બોલી:

"નહિ, નહિ, વસંતકુમાર! જાઓ નહિ. મારાથી કંઈ બોલાયું હોય તો મને માફ કરજો."

વસંતે પાછું ફરી જોયું તો વિશાખના મુખચંદ્ર પર કોઈ અનેરૂં સ્મિત ફરકી રહ્યું હતું. તે સ્મિતે વસંતના શરીરમાં નવું જીવન પ્રગટાવ્યું અને તેનો ચહેરો પણ પ્રફુલ્લ બની ગયો. તે હસતા હસતાં બોલ્યો.

"હૃદયેશ્વરી! મારૂં હૃદય તને કેમ ચાહી રહ્યું છે એ હું પોતે જ સમજી શકતો નથી. મારો અંતરાત્મા ત્હારી સૌંદર્યમૂર્તિની સમીપ રહેવા જ તલપાપડ થઈ રહે છે. એ વગર આ સંસાર સુનો અને અસત્ય જણાય છે."

વસંતના શબ્દો સાંભળી વિશાખાનું હૃદય થનગની ઉઠ્યું. ઘડીભર તેને થયું કે તેને ગળે ઝુલી પડું પણ તુર્ત જ વિશાખાની કલ્પના સૃષ્ટિમાં તેના પિતા રમણલાલનું રૌદ્ર સ્વરૂપ ખડું થયું અને તેનું હૃદય જડવત બની ગયું. એ ભ્રમણાની ધૂનમાં તેનાથી ફરી વસંતને કઠોર શબ્દો કહેવાઈ ગયા.

"વસંતકુમાર! હું નહોતી ધારતી કે તમે આવા ધૂર્ત હશો. તમે શું બોલો છો એનું પણ તમને ભાન છે? ગમે તેમ તો યે હું એક શ્રીમંત પિતાની પુત્રી છું. જો હું પહેલેથી જ એ જાણતી હતે કે, તમે આવા અસભ્ય છો તો હું તમારા તરફ દ્દષ્ટિ સરખી યે પણ કરત નહિ. પિતાજીની નજરમાં તમે કેવા છો એ જાણો છો?"

બસ, વિશાખાનાં શબ્દબાણો વસંતના હૃદયને વિંધી આરપાર ઉતરી ગયાં. તેને થયું કે પૃથ્વી ફાટે અને હું તેમાં અલોપ થઈ જાઉં તો કેવું સારૂં? તે અપમાનભર્યા ભારે હૃદયે ઉઠ્યો અને આંખમાં આવેલાં બે અશ્રુ બિંદુઓ લુછી ત્યાંથી ચાલતો થયો ત્યારે વિશાખાની દશા મૂર્છાવત હતી. તેં શું બોલી, ઘડી પહેલાં શું હતુ અને શું બની ગયું તેનો તેને ખબર ન પડી. રાત્રિનાં અંધારાએ આલમને આવરી લીધી હતી. વસંત બગીચામાં પ્રવેશ્યો ત્યારે તો ઝાંખો ઝાંખોયે પ્રકાશ હતો પણ તે ગયો ત્યારે તો તેને ગાઢ અંધકાર ભેદીને જવું પડ્યું. તેના ગયા પછી મુર્છિત થઈ પડેલી વિશાખાને કંઈક શુદ્ધિ આવી અને તેનાથી બોલાઈ જવાયું:

"પ્રેમ...પ્રેમ...એક એવી વસ્તુ છે કે તે માણસને ઉન્માદે ચડાવી મુકે છે". તે ઘડીભર મૌન રહી અને ફરી બૂમ પાડી ઉઠી:

"વસંત...ઓ વસંત...ન...જાઓ...ન જાઓ ..ઓ...ઓ...ઓ."

વિશાખાની ભયગ્રસ્ત ચીસ સાંભળી રમણલાલ શેઠ, સાવિત્રી શેઠાણી અને ચાકર નોકરો દોડી આવ્યા અને આસપાસ કોઈ નહી દેખાતાં વિશાખાને સ્વસ્થ કરી બંગલામાં લઈ ગયા.

## ગુમ થયલો વસંતકુમાર

આ ઘટનાને બન્યાને કેટલાક દિવસો પસાર થઈ ગયા. પણ ઉપરોક્ત પ્રસંગ બની ગયા પછી રમણલાલ શેઠને તો એમ જ થઈ ગયું હતું કે, આટઆટલા બંદોબસ્ત છતાં વિશાખા વસંતને ભૂલે તેમ નથી, અને તેથી જ તેણે હમણા હમણાં તેના ભૈયા જોડે કંઈક છુપચૂપ ગુપ્તેગો કરવા માંડી હતી અને પરિણામે એક દિવસ આખા શહેરના વર્તમાનપત્રોમાં ચકચાર ઉપડી કે, "વિદ્યાસાગર વકીલને આશ્રયે રહી કોલેજની કેળવણી લઈ રહેલો વસંત નામનો વિદ્યાર્થી આજે કેટલાક દિવસ થયાં અચાનક ગૂમ લઈ ગયેલ છે."

આ કિસ્સો જાહેર થતાં ચૌટે અને ચકલે એ જ વિષયની ચર્ચાઓ થવા લાગી હતી. લોકોએ જેને જેમ ફાવ્યું તેમ અનુમાનો બાંધ્યાં અને થોડા દિવસ તો વાતાવરણ ખૂબ જ ગરમ રહ્યું, પણ દિવસો પર દિવસ પસાર થતાં એ વાત વિસારે પડવા લાગી. જો કે વિદ્યાસાગર વકીલે ખાનગી તપાસ ચાલુ રાખી હતી, પણ જાહેર જનતા એ વાત ભૂલતી જતી હતી. અને આ વર્તમાન સાંભળી વિશાખા પણ હવે વસંતને ભૂલી જશે એવી રમણલાલ શેઠની ગણત્રી હતી. પણ તેની એ માન્યતા ખોટી ઠરી અને આ ખબરથી તો વિશાખા ઉલ્ટાની ઉન્માદીની બની ગઈ. આથી રમણલાલ શેઠ વધુ ચિંતામગ્ન બન્યા અને ઘણી જ ધડમથલને અંતે તેણે નક્કી કર્યું કે, સૂર્યપુરના શ્રીમંત શેઠ કૃષ્ણદાસના પુત્ર દેવીદાસ જોડે વિશાખાને લગ્નગ્રંથીથી જોડી દેવી કે જેથી તેનો જીવનપલટો થાય. તેણે સાવિત્રી શેઠાણીને પોતાનો આ નિશ્ચય વિશાખાને જણાવી તેને ગમે તે ભોગે સમજાવી લેવા સૂચના આપી અને પોતે પણ એ વેતરણ કરવાના વ્યવહારૂ ઉપાયો યોજવા માંડ્યા.

એક દિવસ સાવિત્રી શેઠાણી, પૂજામાંથી પરવાર્યાં કે તુર્ત જ પરિધાન કરેલાં સફેદ વસ્ત્રોમાં જ હાથમાં માળા લઈ, હતાશ બની બેઠેલી વિશાખા પાસે આવ્યાં અને એક માતાના અદ્‌ભુત વાત્સલ્યથી તેના વાંસા પર હાથ ફેરવી, ગળગળાં થઈ તેની બાજુમાં બેસતાં બોલ્યાં.

"જો બેટા વિશાખા! તું સમજુ અને ડાહી છો, હમણાં હમણાં વસંતનો કંઈ પત્તો નથી. વળી તું ઉમ્મર લાયક થઈ છે, માટે તારે લગ્ન માટે અમારા સાથે સંમત થવું જોઈએ."

"માતુશ્રી! તમારાં જેવાં એક સાધ્વી અને પવિત્ર માતા માટે હું ગમે તેવો આકરો ભોગ આપવા તૈયાર છું. પણ વસંત ગુમ થઈ ગયો છે, તો આ વિશાખા પણ આ ફાની દુનિયામાંથી સદાને માટે ગુમ થઈ જવા પ્રયત્ન કરી રહી છે. તમે મારાં લગ્નની ચિંતા શા માટે કરો છો?"

વિશાખાના દર્દભર્યાં શબ્દો સાંભળી સાવિત્રીનું હૃદય ધવાઈ ગયું, તેની આંખોમાંથી અશ્રુઓ ટપકવા લાગ્યાં. તે ગળગળીત થઈ બોલી.

"બેટા! તું હજુ બાળક છે. તું એ ક્યાંથી સમૂજે કે દરેક માતા પોતનાં બાળકોને સુખમાં મહાલતાં જોવા માટે કેટલી તલપાપડ થઈ રહી હોય છે! વળી તું તો અમારી એકની એક લાડીલી પુત્રી. તને સુખને શિખરે જોવા અમે કેટલાં ઉત્સુક હઈશુ......અમે......પ્રભુ તને સદ્‌બુદ્ધિ આપે..... અને......" આટલું બોલતા સાવિત્રીનુ હૃદય વધારે ભરાઈ આવ્યું અને તેણે પહેરેલાં સફેદ વસ્ત્રનો છેડો આંખોએ દાબી દીધો.

આ દશ્યે વિશાખાના હૃદયને હચમચાવી નાખ્યું. તેના સુંદર નેત્રો પણ અશ્રુબિંદુઓથી ઉભરાઈ પડયા અને તે ધ્રુજતા સ્વરે બોલી.

"માતા! તું આટલી બધી દુઃખી ન થા. બોલ તું કહે તેમ કરવા હું તૈયાર છું. મારૂં જીવન તારા ચરણોમાં ધરૂં છું."

"એમ, વિશાખા! હું કહું તેમ તું જરૂર કરીશ?" સાવિત્રી શેઠાણીએ અશ્રુ લુંછતાં જરા હસીને પૂછયું.

"જરૂર,. માતા! તને ખુશી કરવા માટે આ જીવનને સળગાવી સળગાવીને પસાર કરવું પડશે તો પણ તે હું કરવા તૈયાર છું. એ મારૂં વચન છે."

"તો જો બેટા, અમે તારા વિવાહ સૂર્યપુરના શેઠ કૃષ્ણદાસના પુત્ર દેવીદાસ જોડે નક્કી કર્યો છે. તેમાં તું સંમત છો ને?"

આ સાભળી વિશાખા વિચારમગ્ન બની ગઈ અને એક ઉંડા નિઃસાસો નાખી આકાશ સામે જોઈ રહી. થોડીવારે તે ઘણા જ ધીમા અવાજે બોલી.

"માતા તારા સુખ માટે હું ભડભડતી આગમાં ઝંપલાવવા પણ તૈયાર છું."

"વાહ મારી દીકરી ! વાહ ! તું કેટલી બધી સાણી છે ?" આમ કહેતાં સાવિત્રી શેઠાણીએ વિશાખાનો વાંસો પસવાર્યો. અને પોતે વિશાખા પર વિજય મેળવ્યો છે તે ખબર પોતાના પતિને ગર્વભેર આપવા ઉત્સાહમાં ને ઉત્સાહમાં ત્યાંથી ચાલ્યાં ગયાં.

* *

દેહનાં લક્ષ !!

અને એક દિવસ રમણ શેઠનું આંગણું લગ્નોત્સવના અનેક શણગારો તથા વિદ્યુત દિવાઓથી ઝળહળી ઉઠ્યું, ત્યારથી વિશાખા સૂર્યપુરના માનવર શેઠ કૃષ્ણપ્રસાદના પુત્ર દેવીદાસ સાથે લગ્નબંધનથી બંધાઈ ગઈ. પણ એ બંધન દિલનાં ન હતાં, ફક્ત દુનિયાને દેખાડવાનાં હતાં. દેવીદાસ શ્રીમંત હતો, પણ સુશિક્ષિત અને સમજદાર ડાહ્યો પુરૂષ હતો. વિશાખાને રીઝવવા, પોતાના હૃદયની દેવી બનાવવા દેવીદાસે અનેક પ્રયત્નો કર્યાં પણ વિશાખાના દિલનું દર્દ મટ્યું નહિ. તે દિવસે દિવસે કૃશ અને દુર્બળ બનવા લાગી. દેવીદાસ તેને ખરા અંતઃકરણથી ચાહતો હતો. વિશાખાને પ્રફુલ્લિત જોવા તે અધીરો અધીરો બનતો. તેને આલિંગવા તે ઉત્સુક થઈ રહેતો પણ વિશાખા તેને સ્પર્શ સરખો પણ કરવા ન દેતી અને ક્યારેક ક્યારેક તો તે છેડાતી, છંછેડાતી, દૂર હટતી પણ દેવીદાસનું હૃદય તો તેના તરફ માયાળુ જ રહેતું. છતાં વિશાખાના અસહ્ય વર્તનના આઘાતોથી તેનું હૃદય ઘવાઈ પણ જતું. આમ વિશાખા અને દેવીદાસનું પરિણીત જીવન વર્ષો વીત્યા છતાં દર્દમય અને દયાપાત્ર જ રહ્યું.

દેવીદાસે વિશાખાને રીઝવવા ઘણાએ પ્રયત્નો કર્યા પણ તેને કશામાં સફળતા ન મળી.

એક દિવસ સૂર્યપુરની સુશિક્ષિત પ્રજામાં ચર્ચા થઈ રહી હતી કે શહેરથી થોડે દૂર આવેલી એક સુંદર વનરાજીમાં આવેલા કપીલેશ્વર મહાદેવના મંદિરની ધર્મશાળામાં એક અદ્‌ભુત યોગી આવી રહ્યા છે.

ભવ્ય લલાટ અને ઓજસ્વી મુખમુદ્રાવાળા આ યોગીએ સૂર્યપુર અને તેની આસપાસનાં ગામડાંઓની પ્રજામાં કંઈ અજબ ચમત્કારિક પ્રભાવ જમાવી દીધો હતો. તેના ઉંચા પ્રકારની ફિલસુફીયુક્ત આધ્યાત્મવાદનો ઉપદેશ સાંભળવા સંખ્યાબંધ માણસો કપીલેશ્વર મહાદેવની ધર્મશાળામાં સાંજ સવાર નિયમિત જવા લાગ્યા હતાં. આ વાત દેવીદાસને કાને પણ આવી અને એક દિવસે સાંજે તેણે ઘેર આવી વિશાખાને ઘણા જ પ્રેમભર્યા શબ્દે કહ્યું.

"વિશુ,, શહેરથી થોડે દૂર એક શાંત સ્થાનમાં કપીલેશ્વર મહાદેવનું મંદિર આવેલું છે. આજે આપણે ત્યા દર્શને જઈશું ? હમણાં હમણાં સંભળાય છે કે ત્યાં એક યોગી પણ આવેલા છે."

"જરૂર, દેવદર્શન અને સત્સંગ મને બહુ જ ગમે છે."

"ઠીક ત્યારે ચાલ, કપડાં પહેર. એટલામાં હું મોટર તૈયાર કરાવું છે."

એમ કહી દેવીદાસે મોટર ડ્રાઇવરને ગાડી લાવવાનું કહેવા નોકરને હુકમ કર્યો અને વિશાખા વસ્ત્રો પહેરવા ગઈ.

થોડીવારમાં તો બંગલાના કમ્પાઉંડમાં મોટરનું હોર્ન વાગ્યું અને વિશાખા સુંદર પણ સાદાં વસ્ત્રોમાં સજ્જ થઈ આવી પહોચી. એટલે દેવીદાસ અને તે બંને સાથે દાદર ઉતર્યા અને મોટરમાં બેમી ડ્રાઇવરને કપીલેશ્વર મહાદેવ તરફ હંકારી જવા કહ્યું. 34016

શહેરનાં રોનકદાર મકાનો અને વિદ્યુત લાઇટનો ઝળહળાટ વટાવી મોટર પુરપાટ વેગે શહેરનું ધમાલ ભર્યું વાતાવરણ છોડી. કપીલેશ્વર મહાદેવ તરફ જવાના શાંત રસ્તા પર દોડી રહી હતી. રસ્તાની બંને બાજુ ઝાડોની કિનાર અને વચ્ચે વચ્ચે ક્યારેક આવતી ગ્યાસની બત્તીથી દૃશ્ય સુંદર લાગતું હતું. વિદ્યુતવેગે મોટર કપીલેશ્વર મહાદેવની ધર્મશાળાના મુખદ્વાર પર જઈને અટકી ગઈ વિશાખા અને દેવીદાસ મોટરમાંથી ઉતર્યા અને મહાદેવનાં દર્શન કરી પ્રવચન સ્થળે પહોંચ્યા ત્યારે અસંખ્ય માણસોની

મેદની સમક્ષ એક ઉંચી આસપીઠ પર ભગવાં વસ્ત્રધારી તેજસ્વી યુવાન યોગી માધુર્યભરી ભાષામાં વાક્ધારા ચલાવી રહ્યા હતા. દેવીદાસ જેવા શહેરના એક આગેવાન ગૃહસ્થને આવતા જોઈ મંદિરનો મુખ્ય સંચાલક તેની સામે ગયો અને તેને યોગ્ય આસને બેસાર્યાં પણ તે વખતે યે પેલા યોગીનાં પ્રવચનનો તો અસ્ખલિત પ્રવાહ ચાલુજ હતો. તે કહેતા હતા:—

"આ જગતમાં જેણે દિવ્ય પ્રેમને જીત્યો છે તેને બીજી કંઈ ઈચ્છા રહી હોય છે? સાત સાત સલ્તનતના ભંડાર કે જગતની બીજી કોઈ વસ્તુ તેનું મન ડોલાવી શકતી નથી. જગતની કોઈ પણ સુંદર વસ્તુ યા મોહક પદાર્થ તેને આકર્ષી શકતાં નથી. આેહા હા! શું સુખ! શું પરમાનંદ! તે સુખ, તે પરમાનન્દ, તે દિવ્ય પ્રેમ, તે તમારો આત્માજ છે. માટે આમ તેમ વલખાં મારવાં છોડી દઈ દરેક વસ્તુ અને આત્માને દિવ્ય પ્રેમથી ચહાતાં શીખો. એમાજ તમારૂં શ્રેય છે."

આ છેલ્લા શબ્દો કહી હંમેશનો વખત થઈ જતાં યોગીએ પ્રવચન પૂરૂં કર્યું અને માનવમેદની વિખરાવા લાગી. પલકવારમાં તો મહાદેવનું મંદિર અને ધર્મશાળા સુમસામ થઈ ગયાં. પણ વિશાખા તો હજુ પેલા યોગી તરફ એકાગ્ર દૃષ્ટિ રાખી બેઠી હતી. તે તેના ચહેરા સામું એટલી ઉત્સુક બની જોઈ રહી હતી કે, દેવીદાસને પણ આશ્ચર્ય થયું અને તેણે તેના વાંસામા એક ટપલી મારી કહ્યું.

"લે હવે ચાલ, બધાં ચાલ્યાં ગયાં. જો યોગીએ પણ પાદુકાઓ પહેરી અને દંડ, કમંડળ લઈ જઈ રહ્યા છે."

"નહીં નહીં, મારે તો એ મહાત્માને મળવું છે. તમે જરા ઉભા રહો. ઓ યોગી ..યોગી..." આમ કહેતી વિશાખા તે યોગી તરફ દોડી. આમ વિશાખાને અર્ધ ઉન્માદાવસ્થામા જોઈ દેવીદાસ પણ આશ્ચર્યમુગ્ધ બની ગયો. અને પેલા યોગી પણ ચંકિત બની હાથમાં દંડ અને કમંડળ સમેત તેના તરફ ધસી આવતી એ યુવતી તરફ અનિમિષ દૃષ્ટિથી જોઈ

રહ્યા અને પ્રહીસર સમાધિસ્થ હોય તેમ સ્તબ્ધ બની ઊભા રહ્યા. પછી ખડખડાટ કરતું મુક્ત હાસ્ય હસી બોલ્યા.

"કોણ વિશાખા ! તું અહીં ક્યાંથી ?"

"ઓ વસંતકુમાર ! તમો હજુ હૈયાત છો ? મારા પિતાએ તો તમને મારાઓ પાસે મરાવી નંખાવ્યા હતા ને ? મારા માટે તમે આટલો મોટો ભોગ આપી ભગવાં પહેર્યાં ? સંસાર સળગાવી મુકયો ?"

"બિલકુલ નહિ વિશાખા ? તારે લીધે તો મારો। આ મનુષ્ય જન્મ સાર્થક થયો. હું સર્વેશ્વર ઇશ્વરની આગળ જઈ પહોંચ્યો છું. તારા પિતાએ તો મને મારાઓના હાથમાંજ સોંપ્યો હતો, પણ એ ઠકુઓના દિલમાં પણ ઇશ્વર વસ્યા અને મને જીવતો છોડયો."

"ત્યારે શું હું તમને કદિ નથી સાંભરતી ?"

"વિશાખા ! બ્હેન ! વાસનાભર્યા પ્રેમોન્માદના આંધળા આવેગમાં આટલી આતુર ન બન ! જો પાસેજ તારા પતિદેવ ઉભા છે. જરા ધીરજ રાખ ! તું મને હરવખત સાભરે છે, પણ નિર્મલ ભગિનીભાવથી. એક દિવ્ય આત્મા તરીકે. ઉઠ ! બ્હેન, સાવધ થા અને આ તારા પતિદેવસા પ્રભુને જો !"

આમ કહી એ યોગીએ તેની આંખોને સ્થિર કરી એક અગમ્ય અદિાલનનું કિરણ વિશાખાના ભાલપ્રદેશ પર ફેંકયું હોય તેમ જણાયું અને તુર્તજ વિશાખા સચેત થઈ ગઈ. તે બોલી ઉઠી.

"વસંતકુમાર, ખરેખર તમે હવે વસંતકુમાર નથી રહ્યા પણ એક અદ્દભુત યોગીજ છો."

આમ કહી વિશાખા દેવીદાસ તરફ ફરી અને તેના પગોમાં પડી ગઈ અને ચોધાર અશ્રુએ રડતાં રડતાં બોલી.

"ઓ પતિદેવ, ખરેખર તમેજ મારા પ્રભુ છો. મારા અનેક અપરાધો અને અપમાનો સહન કરી, અડગ ધીરજ અને આત્મશ્રદ્ધાથી તમે મારા આત્માનો આજે ઉદ્ધાર કર્યો છે. તમારૂં અને મારૂં આજે જ લગ્ન થયું છે. હું તમારી છું અને તમે મારા થાવ.

આ દૃશ્ય જોઈ દેવીદાસની આંખોમાંથી પણ આંસુ છલકાઈ ગયાં અને વિશાખાનો હાથ પકડી ઉભી કરી, છાતીસરસી ચાંપી અને ખીસામાંથી રૂમાલ કાઢી આંસુ લુછ્યાં, અને પેલા યોગીએ આ યુગલ તરફ આંગળીઓના પંજા લંબાવી આશીર્વાદ આપતાં શબ્દોચ્ચાર કર્યા.

"સુખી ભવ: હરિ: ઓમ્ તત્સત્. ઓમ્...ઓમ્..ઓમ્..." અને એ શબ્દોચ્ચારના પુનરાવર્તનના પડઘાથી વાતાવરણને સભર કરતા યોગીરાજ અદૃશ્ય થઈ ગયા. આ અલૌકિક આશીર્વાદથી દેવીદાસનો ગૃહસ્થાશ્રમ પણ અદ્ભુત અને અલૌકિક બની ગયો. વિશાખા અને દેવીદાસે ત્યાર પછી તે યોગીરાજને મળવા ઘણા યે પ્રયાસ કર્યા પણ તે પ્રસંગ પછી સૂર્યપુર કે બીજે ક્યાંઈ તેનો પત્તો લાગ્યો જ નહીં.



## ૧૫. અણવર કે આફત !

**કોઈની** પણ જાનમાં ન જવાના મેં સોગન લીધા છે. મ્હારા એક નજીકના સગા દયાશંકરભાઇના ચી. શંભુપ્રસાદને પરણાવવા કાઠીઆવાડમાં ગઢા ગામે હું ગયો હતો. એ વખતે મને જે અનુભવ થયા હતા અને જે હાડમારીઓ અને વીતકો સહન કરવાં પડ્યાં હતાં ત્યારથી હીંદુઓની આખી લગ્નપ્રથા સામે મ્હારો પુણ્યપ્રકોપ પ્રજ્વલી ઉઠ્યો છે.

હેરાનગતી થવાનું કારણ વર, વરના બાપ અને વરના બનેવી કાશીપ્રસાદ જે આ પ્રસંગે અણુવરના મહત્વના હોદ્દા પર હતા, તે ત્રણે જણા ડોઢડાહ્યા, ધાંધલીયાં અને ઉતાવળીઆ હતા એ હતું. તેમાં પણ સામા કન્યાપક્ષનાં માણસો પણ તેવા જ ધાંધલીયાં અને ડાંડ હતા. અને ચકમક જેવાં બન્ને પક્ષનાં ડાંડ માણસોની અથડામણથી એ લગ્નમાં ક્લેશ અને કંકાસનાં ઘણા યે તણખા ઉડ્યા હતાં.

× ×

મુંબઈથી રાતના ૯–૪૫ કલાકે કાઠીઆવાડ મેલમાં મોટી જાન ઉપડવાની હતી. તે અગાઉ થોડીવારે જાનનો વહીવટ કરનાર કાશીપ્રસાદે સેન્ટ્રલ સ્ટેશન તેમના ખુદ પિતાશ્રીએ જ બંધાવેલું હોય એવી રીતે ત્યાં ધાંધલ અને ધમાલ કરી મુકી. તેમની સૂચના પ્રમાણે અમે સૌ શંભુપ્રસાદની જાનમા જનાર સગાવહાલાંઓએ અમારા સામાન પર પોતપોતાનાં નામનાં લેબલ લગાવેલાં હતાં. પણ સેન્ટ્રલ સ્ટેશને અમને સહુને પુરૂષ, સ્ત્રી અને બાળકોને સીધ્ધાં હારદોર ઉભાં રાખી તેમણે અમારાં નામો લખી હાજરી લેવાની શરૂઆત કરી ત્યારે જેલવહીવટને મળતી એ રીત તરફ અમે સૌએ પ્રોટેસ્ટ ઉઠાવ્યો, અને એ ઉસ્તાદ અણુવરને ચોકખું સંભળાવી દીધું કે,

"અમે સૌ અમારાં બૈરી છોકરાંઓને સંભાળી લઈશું, તમે અમારો સામાન ડબ્બામાં મુકાવી દો."

વરના બાપે એક આખો ડબ્બો રીઝર્વ રાખ્યો હતો. એટલે સામાન ગોઠવી અમે સૌને ડબ્બામા ગોઠવાઈ જવાની મુશ્કેલી પડી નહીં. એ મોટા ડબ્બામા સૌ પોતપોતાનાં કુટુમ્બ સાથે વ્યવસ્થાથી ગોઠવાઈ ગયાં. સ્ટેશન પરથી ટ્રેઈન ઉપડ્યા પહેલા કાશીપ્રસાદે એન્જીનના ગાર્ડની માફક સીસોટી વગાડી અને બુમ મારી બોલ્યા કે:

"સઘળા આવી ગયાં?"

એની આ પ્રકારની ચાપલાઈ જોઈ જાન સાથે આવેલા એક ડોસા બોલ્યા કે,

"બધા બેસી ગયા છે. તું હવે કુદકો મારીને ચડી જા, તારનો થાંભલા જેવો પ્લેટફોર્મ પર ઉભો છે તો પાછો રહી જઇશ."

ડોસાની ચેતવણી વ્યાજબી હતી. કાશીપ્રસાદને એમની પોતાની ધાંધલમાં એ વાતની શરત નહોતી રહી કે સ્ટેશનનો ગાર્ડ અમારા ડબ્બાને ચાવી દઈ ગયો હતો. ટ્રેઇન ઉપડવાનો માત્ર એક જ મીનીટની વાર હતી. ડોસાની ચેતવણીથી કાશીપ્રસાદ કુદ્યા, બારીમાંથી ડબ્બામાં દાખલ થવા પ્રયાસ કર્યો પણ એમનું બદન ગોળમટોળ અને ચરબીદાર હોવાથી એ બારી વચ્ચે સલવાઈ ગયા. અને અમારે બે ત્રણ જણાને ઉભા થઈ તેમની બોચી, કમર અને પગમાંથી પકડી રૂની ગાસડીને ખેંચતા હોઇએ તેમ એમને ડબ્બામાં ખેંચવા પડયા. અને એ પણ જે સ્થીતીમાં ખેંચાયા હતા તેને લઇને બારીમાંથી ગાસડાની માફક ધબ દઇને નીચે પડયા. પણ એ માણસની ધીરજ અસીમ હતી. એમનું ચકમ પાઘડું ગબડી જવા છતાં અને ડબ્બાની બારીમાંથી જંતરડાની માફક ખેંચાવાથી એમનું ડચું લોટ ફાકવા જેવું થઈ ગયુ હોવા છતાં પડતાંની સાથે એ તરત જ ઉભા થયા, વસ્ત્રો સમા કર્યાં, પાઘડી ઉંચકી લઈ ધુળ ખંખેરી માથે મુકી, અને જાણે કશું જ ન બન્યું હોય તેમ જાનની મેનેજમેન્ટની લગામ હાથમાં લીધી અને એક બાંકડા પર ઉભા થઈ, ઠાવકા બની હુકમ છોડયો કે,

"ઘરડાંઓ, યુવાનો, સ્ત્રીઓ અને છોકરાઓ જુદા જુદા કમ્પાર્ટમેન્ટમા ગોઠવાઈ જાવ."

કાશીપ્રસાદનો હુકમ સાંભળી બધાંએ સ્મીત સહીત હાસ્ય કર્યું અને સૌ પોતપોતાના કુટુંબ સાથે દરેક કમ્પાર્ટમેન્ટમાં જગ્યા શોધી બેસી ગયાં હતાં, તેમને એ નવી સુચના પસંદ ન પડી. પણ એમની સુચનાનો અમલ નહી થાય તો જાનની વ્યવસ્થાનું કામ છોડી એ વાંદરાથી પછા જશે એવી એમણે ધમકી આપવાથી અને પોતાના જમાઇના ટેકામા વરના બાપે તેમની સૂચનાને અનુમોદન આપવાથી આખરે અમારે સઘળાએ કમને

એમના કહ્યા પ્રમાણે સ્ત્રીઓ, બાળકો, ઘરડાઓ અને યુવાનો એ બધાને જુદાં જુદાં કમ્પાર્ટમેન્ટમાં વહેંચાઈ જવું પડયું.

પાલઘર ગયા પછી પોતાની સૂચનાઓનો અમલ થાય છે એ જોઈ, સંતોષ માની અણવર સાહેબે જેમને નાસ્તો કરવો હોય તેમને સાથેના કરંડીયામાંથી ભાતું કાઢી આપ્યું. પાલઘર વટાવી ટ્રેઈન રાત્રિના અંધકારમાં ધસમસતી દોડી જતી હતી. જાનૈયાઓ ધીરે ધીરે ઝોકાં ખાવા લાગ્યા હતા. અને થોડાંક સ્ટેશન વટાવ્યા બાદ જાનનું લગભગ દરેકે દરેક માણસ ઘસઘસાટ ઉંઘી ગયું હતું. કારણકે વરના બાપે આખો ડબ્બો રીઝર્વ કરેલો હોવાથી વચમાંના સ્ટેશને કોઈ બહારનું ઉતારૂ ડબ્બામાં આવી શકે તેમ ન હોવાથી જાનમાં આવેલા દરેક જણનું મન નિશ્ચિંત હતું. પણ કાશીપ્રસાદ પોતાને મળેલી સત્તા અજમાવવાનું ચુકતા નહી મધરાતે અને મધ્યરાત પછી આવેલા સુરત, વલસાડ, ભરૂચ અને વડોદરાના સ્ટેશને—

"ચા-ઈ-ઈ પા-ણીવાળા બોલજો-ઓ ઓ" એમ બુમ મારી અમદાવાદ આવતા લગભગ પોણો ડઝન વખત અમારા સૌની ઉંઘ ઉડાડી મુકી હતી.

આખરે એક ડોસાએ એને જરા તતડાવ્યો અને જંપીને બેસવાની સલાહ આપી. ત્યારે જ કાશીપ્રસાદ મુંગો થઈને બેઠો હતો.

* *

અમદાવાદ સ્ટેશને વરના બાપ પ્યારશંકરભાઈના એક ઓળખીતા જાન માટે મસાલાનું દૂધ તૈયાર કરી લાવ્યા હતાં પણ તે એટલું બધું ખરાબ લાવ્યા હતા કે, તેનો આસ્વાદ લેનારાનાં ડાચાં જાણે એરંડીયુ પીધું હોય તેવા બની ગયા હતા. માંડમાંડ સૌએ દૂધ પીધું અને બગડી ગએલા મોઢાને સાફ કરવા અમે બધાએ મુંબઈથી સાથે લીધેલા પાનનો જથ્થો અમદાવાદ સ્ટેશનમાં જ ખલાસ કરી નાખ્યો. માર્ગમાં વરના બાપ અને અણવર હાકોટા પાડી પાડીને વાતો કરતા હતા

"બધા બેસી ગયા છે. તું હવે કુદકો મારીને ચડી જા, તારના થાંભલા જેવો પ્લેટફોર્મ પર ઉભો છે તો પાછો રહી જઇશ."

ડોસાની ચેતવણી વ્યાજબી હતી. કાશીપ્રસાદને એમની પોતાની ધાંધલમાં એ વાતની શરત નહોતી રહી કે સ્ટેશનનો ગાર્ડ અમારા ડબ્બાને આવી દઈ ગયો હતો. ટ્રેઇન ઉપડવાનો માત્ર એક જ મીનીટની વાર હતી. ડોસાની ચેતવણીથી કાશીપ્રસાદ કુદ્યા, બારીમાંથી ડબ્બામાં દાખલ થવા પ્રયાસ કર્યો પણ એમનું બદન ગોળમટોળ અને ચરબીદાર હોવાથી એ બારી વચ્ચે સલવાઈ ગયા. અને અમારે બે ત્રણ જણાને ઉભા થઈ તેમની બોચી, કમર અને પગમાંથી પકડી રૂની ગાસડીને ખેંચતા હોઇએ તેમ એમને ડબ્બામા ખેંચવા પડયા. અને એ પણ જે સ્થીતીમાં ખેંચાયા હતા તેને લઇને બારીમાંથી ગાસડાની માફક ધબ દઇને નીચે પડયા. પણ એ માણસની ધીરજ અસીમ હતી. એમનું ચક્રમ પાઘડું ગબડી જવા છતાં અને ડબ્બાની બારીમાથી જંતરડાની માફક ખેંચાવાથી એમનું ડગલું લોટ ફાકવા જેવું થઈ ગયું હોવા છતા પડતાંની સાથે એ તરત જ ઉભા થયા, વસ્ત્રો સમા કર્યાં, પાઘડી ઉંચકી લઈ ધુળ ખંખેરી માથે મુકી, અને જાણે કશું જ ન બન્યું હોય તેમ જાનની મેનેજમેન્ટની લગામ હાથમાં લીધી અને એક બાંકડા પર ઉભા થઈ, હાવકા બની હુકમ છોડયો કે,

"ઘરડાંઓ, યુવાનો, સ્ત્રીઓ અને છોકરાઓ જુદા જુદા કમ્પાર્ટમેન્ટમાં ગોઠવાઈ જાવ."

કાશીપ્રસાદનો હુકમ સાંભળી બધાંએ સ્મીત સહીત હાસ્ય કર્યું અને સૌ પોતપોતાના કુટુંબ સાથે દરેક કમ્પાર્ટમેન્ટમાં જગ્યા શોધી બેસી ગયા હતાં, તેમને એ નવી સુચના પસંદ ન પડી. પણ એમની સુચનાનો અમલ નહીં થાય તો જાનની વ્યવસ્થાનું કામ છોડી એ વાંદરાથી પછા જશે એવી એમણે ધમકી આપવાથી અને પોતાના જમાઇના ટેકામાં વરના બાપે તેમની સૂચનાને અનુમોદન આપવાથી આખરે અમારે સઘળાએ કમને

એમના કહ્યા પ્રમાણે સ્ત્રીઓ, બાળકો, ઘરડાઓ અને યુવાનો એ બધાને જુદા જુદાં કમ્પાર્ટમેન્ટમાં વહેંચાઈ જવું પડ્યું.

પાલઘર ગયા પછી પોતાની સૂચનાઓનો અમલ થાય છે એ જોઈ, સંતોષ માની અણવર સાહેબે જેમને નાસ્તો કરવો હોય તેમને સાથેના કરંડીયામાંથી ભાતું કાઢી આપ્યું. પાલઘર વટાવી ટ્રેઇન રાત્રિના અંધકારમાં ધસમસતી દોડી જતી હતી. જાનૈયાઓ ધીરે ધીરે ઝોકા ખાવા લાગ્યા હતા. અને થોડાંક સ્ટેશન વટાવ્યા બાદ જાનનું લગભગ દરેકે દરેક માણસ ઘસઘસાટ ઉંઘી ગયું હતું. કારણકે વરના બાપે આખો ડબ્બો રીઝર્વ કરેલો હોવાથી વચમાંના સ્ટેશને કોઈ બહારનું ઉતારૂ ડબ્બામાં આવી શકે તેમ ન હોવાથી જાનમાં આવેલા દરેક જણનું મન નિશ્ચીંત હતું. પણ કાશીપ્રસાદ પોતાને મળેલી સત્તા અજમાવવાનું ચુકતા નહીં મધરાતે અને મધ્યરાત પછી આવેલા સુરત, વલસાડ, ભરૂચ અને વડોદરાના સ્ટેશને—

"ચા–ઈ–ઈ પા–ણીવાળા બોલજો–ઓ ઓ" એમ બુમ મારી અમદાવાદ આવતા લગભગ પોણો ડઝન વખત અમારા સૌની ઉંઘ ઉડાડી મુકી હતી.

આખરે એક ડોસાએ એને જરા તતડાવ્યો અને જંપીને બેસવાની સલાહ આપી. ત્યારે જ કાશીપ્રસાદ મુંગો થઈને બેઠો હતો.

* *

અમદાવાદ સ્ટેશને વરના બાપ શ્યામશંકરભાઇના એક ઓળખીતા જાન માટે મસાલાનું દૂધ તૈયાર કરી લાવ્યા હતા પણ તે એટલું બધું ખરાબ લાવ્યા હતા કે, તેનો આસ્વાદ લેનારાનાં ડાચાં જાણે એરંડીયું પીધું હોય તેવા બની ગયા હતા. માંડમાંડ સૌએ દૂધ પીધું અને બગડી ગએલા મોઢાને સાફ કરવા અમે બધાએ મુંબઇથી સાથે લીધેલા પાનનો જથ્થો અમદાવાદ સ્ટેશનમાં જ ખલાસ કરી નાખ્યો. માર્ગમાં વરના બાપ અને અણવર હાંકોટા પાડી પાડીને વાતો કરતા હતા

અને જાણે મોટું લશ્કર લઈ કોઈ સેનાધીપતીઓ કોઈ અજીત દુર્ગ જીતવા જતા હોય તેમ ફુલાઇને છાતી કાઢી ફરતા હતા. અને વરરાજા પણ જાણે પોતાને સાડા ત્રણ દિવસની ખરેખરી રાજસત્તા મળી ગયેલી હોય તેમ પોતાનાં સમવયસ્ક અને નાની વયના જાનૈયાઓને રૂઆબથી જ હુકમ કરતા હતા.

આખરે જાન વીરમગામ પહોંચી. ધોળે જતી ટ્રેનમાં અમારો ડબ્બો જોડાયો. ભારે શોરબકોર અને ધુમાધુમ કરી અણવરે બાનુ કાઢ્યું અને લગભગ ત્રણ સાડા ત્રણ વાગે ધોધખતા તાપમાં અમે નીંગાળા પહોંચ્યા ત્યારે થાકીને લોથ થઈ ગયા હતા. કન્યાવાળા તરફથી કેટલાક માણસો અમારૂં સ્વાગત કરવા સ્ટેશને હાજર હતા. ભાવનગર તરફથી એક બીજી જાને આવી સ્ટેશનમાં પડાવ નાખ્યો હતો. અમારા વેવાઇને બે કન્યાઓ હતી. મોટીનું લગ્ન દયાશંકરભાઇના ચીરંજીવી શંભુપ્રસાદ જોડે થવાનું હતું. અને નાની કન્યાનું લગ્ન પેલા ભાવનગરવાલા વર જોડે થવાનું હતું.

ભાવનગરની ગાડી અમારી ગાડી પહેલાં અરધો કલાક વહેલી આવેલી હોવાથી એ જાન હજુ સ્ટેશનમાં જ હતી. ભાવનગરની જાનવાળાની દોંગાઇથી અથવા અમને સામે તેડવા આવેલા કન્યાપક્ષના માણસોની બેદરકારીથી મુંબઇથી ગયેલા અમો સધળાઓને સખત તાપમાં દોઢ કલાક સુધી ઉભા રહેવું પડ્યું. અમારે અહીંથી ગઢડે ગાડાં રસ્તે પહોંચવાનું હતું. સ્ટેશન પર જે ગાડાંઓ તૈયાર રાખવામાં આવ્યાં હતાં તેમાં તો અમારા મેનેજર સાહેબ કાશીપ્રસાદભાઇની ચીકણાઇને લીધે, અમે બેસીએ તે પહેલાં ભાવનગરવાળા ખડકાઇને ગઢડા તરફ ઉપડી ગયાં. અમારે માટે વાહનનો બંદોબસ્ત કરવા એ ગાડાંઓની સાથે અમારૂં સ્વાગત કરવા આવેલા માણસોમાનો એક ગઢડે પહોંચ્યો અને ત્યાંથી વરરાજા માટે એક મોટર અને જાન માટે બે મોટર લોરીઓ મોકલી આપી. ડબ્બામાં પુરાએલા ઢોરની માફક અમે સંધ્યાકાળ થતાં માંડ માંડ ગઢડે પહોંચ્યા.

*  *

બીજે દીવસે અમારૂં ભવ્ય સામૈયું કરી અમને સરસ જાનીવાસો આપવામાં આવ્યો, એક વિશાળ ફળીવાળો ડેલો અમારે હસ્તક સોંપવામાં આવ્યો. ડેલાનું ફળીયું, પડશાળ, એ પડશાળમાં આવેલી ઓરડીઓ એ બધું જોઈ અમે રાચ્યા. પણ જ્યારે રાત્રે વેવાઈએ પાગરણ મોકલાવ્યું ત્યારે અમારો જીવ ખાટો થઈ ગયો. એ ગાદલાં જાણે સુરણ બટાકાનાં કોથળા હોય તેવા રૂના ઢેકાઢળીયા હતાં અને ગોદડાંઓ અસંખ્ય માકડોથી ભરપૂર હતાં. સારા ભાગ્યે અમને થોડાક ધોતીયાઓ અને ખાટલાઓ આપ્યા હતા. તે ફળીયામાં પાથરી અમે પુરૂષ વર્ગ તે પર લોટયા હતા. જેમ તેમ કરીને એ દિવસ તો અમે કાઢી નાંખ્યો. કન્યાને માંડવે જઈ જમી આવ્યા. બીજે દીવસે વરઘોડો નીકળ્યો. અમારો દોઢ ચતુર અણુવર અમે ના પાડયા છતાં વરરાજા માટે એક કાઠીની પાણીદાર ઘોડી ઉપાડી લાવ્યો અને બાપ જન્મારે ઘોડે નહીં બેઠેલા શંભુપ્રસાદને તેના પર સ્વાર કરાવ્યો. ઘોડી આપનાર કાઠીએ ચોકખી ચેતવણી આપી હતી કે:—

"વાજાં ઘોડીથી દૂર રાખજો અને બે માણસો ઘોડીની લગામ બરાબર પકડી રાખજો."

પણ વરઘોડો નીકળતી વખતે કાશીપ્રસાદને એ વાતની શરતચુક થઈ જવાથી અને વાજાં ઘોડી નજીક આવી જતાં એ અશ્વતન્યા (ઘોડી) પાછલા પગો પર ઝાડની જેમ ઉભી થઈ ગઈ અને વરરાજા હાથમાનું નાળીયેર જમીન પર ફગાવી દઈ ઘોડીની ગરદને વળગી પડયા અને ઘોડી કન્યાના માંડવા આગળથી જ ઉભી બજારે દોડી ગઈ. બજારમા બેઠેલા એક બે આયરોએ એ તેજણને માંડ માંડ કાબુમા લીધી અને જેનો જીવ ઉંચે ચઢી ગયો હતો એવા ગભરાએલા અમારા વરરાજા શંભુપ્રસાદને પગપાળા જ કન્યાને માડવે લઈ જવામાં આવ્યા. જ્યા ઘોડીના ભડકણથી રડતી સુરત બની ગયેલા એ મુંબઈગરા સુરતીયાને તેમની સાસુએ સાડીનો કુચ્ચો મોંમાં દાબી, હસવું માંડ માંડ ખાળી જેમ તેમ પોંખ્યા હતા. અને ગઢાની સધળી છોકરીઓએ—

"શંભુ વર તેજણનો અસવાર..." વી......ગીતનું જોડકણું જોડી અમને લાગેલી ભોંઠપમાં વધારો કર્યો હતો.

*  *

તેજ રાતના અને જાનોના વરરાજાનો હસ્તમેળાપ થઈ ગયો. અને બીજે ચોરીની ક્રીયા થઈ. ચોરીની સાંજે હું ફળીયામાં એક ખાટલા પર સુતો હતો. મારી પ.ની મારી નાની છોકરીને મને રમાડવા આપી ગયાં. છોકરી રમતાં રમતાં મારા ખાટલામાં સુઈ ગઈ. મધરાતે હું જાગ્યો અને છોકરીને લઈ પડશાળામાં જ્યાં સ્ત્રીઓ સુતી હતી તે ઓરડા તરફ ગયો. મારી પત્નીએ કેવો સાળુ પહેર્યો હતો તે હું જાણતો હતો. એટલે દુર એક ગાદલા પર એને જોઈ હું છોકરીને તેની બાજુમાં મુકી આવ્યો. આ બનાવને અર્ધોએક કલાક થઈ ગયો હશે એટલામાં મારી પત્નીએ આવી મને ઢંઢોળ્યો અને પૂછ્યું.

"છોકરી ક્યાં?"

"હું તને આપી ગયો ને!"

"નહીં મને નથી આપી ગયા!"

"ત્યારે હું કીકીને કોની આગળ મુકી આવ્યો!"

"હું શું જાણું! ક્યાં મુકી, બતાવો?"

અમે ધણીધણીઆણી કીકીની શોધમાં પડશાળમાં જે રૂમમાં સ્ત્રીઓ સુતી હતી ત્યાં ગયા પણ નશીબનું કરવું, અમારે બંનેને એ ઓરડામાં પગ મુકવો અને તેજ પળે વેવાઈએ આપેલા મુડદાલ કાનસનું ગ્યાસલેટ ખુટી જવાથી દીવો ગુલ થઈ ગયો. મેં મારી સ્ત્રીને સૂચના કરી કે,

"બીજું ફાનસ લાવી છોકરીને શોધીએ!"

પણ તેણે કહ્યુ કે "છોકરી કયે જગ્યાએ મુકી તે દીશા બતાવે એટલે હું જઇને લઇ આવું."

મેં દૂર એક પથારી આગળ જ્યાં છોકરી સુઈ હતી તે દીશા બતાવી. અંધારામાં મારાં શ્રીમતી ડગલુ ભરવા જતાં કોઈ બહેનનાં વદન મંડળ ઉપર તેમનો પગ પડ્યો, એ બહેને ચીસ પાડી. હું ભડકીને ઓરડાની બહાર નાઠો. ત્યાં તો ફળીઆમાં સુતેલા કાશીપ્રસાદે "ચોર ચોર" કરી બૂમ મારી.

હું સમયસૂચકતા વાપરી કાશીપ્રસાદ પાસે દોડી ગયો અને તેના મોઢા પર હાથ મુકી કહ્યું કે—

"એ ભોળાશંકર ! ચોર કોઈ નથી, છોકરી ખોવાઈ છે. જલ્દી ફાનસ લઈ આવ."

કાશીપ્રસાદ જલદી જલદી ફાનસ લઈ આવ્યો અને તેણે, મેં અને મારી શ્રીમતીએ ત્રણે જણાએ ભેગા થઈ પેલા ઓરડામાંથી છોકરી શોધી કાઢી અને જે બ્હેનને મારી શ્રીમતીનો પગ વાગ્યો હતો તેની માફી માગી.

* *

લગ્ન પતી ગયાં. વેવાઈએ બન્ને જાનો વળાવી અને અમો બધાં સ્ટેશન પહોંચ્યાં, ભાવનગરવાળાઓની ટ્રેનને આવવાને બે કલાકની વાર હતી. દોડા દોડી અને ધાંધલમાં અમારી ટ્રેન આવી, તેમા અમે સૌ ચડી ગયા. સારા ભાગ્યે વરના બાપે ભાવનગરથી રીઝર્વડ ડબ્બો મંગાવેલો હોવાથી વધુ મુશ્કેલી નડી નહી પણ ટ્રેન વઢવાણ સ્ટેશન પહોંચતાં ટ્રેનથી ડબ્બો છુટો પાડી અમો સઘળાને બીજી ગાડી આવે ત્યાં સુધી વઢવાણ રહેવા કહ્યું. સ્ટેશન માસ્તર આમ શા માટે કરે છે એમ પુછવામા આવતાં તેમણે કહ્યું કે,

"તે નીંગાળા સ્ટેશનેથી આ તાર આવ્યો છે તેમાં લખે છે કે કન્યા બદલાઈ ગઈ છે. ભાવનગરની જાનની કન્યા તમે ઉપાડી લાવ્યા છો. એ લોકોએ તમારો ડબ્બો થોભાવવા કહ્યું છે. બે કલાક પછી એક બીજી

ટ્રેઈન આવે છે. તેમાં તમારી કન્યા આવશે અને તે સાથે ભાવનગરવાળાનો માણસ આવશે તે તમારી સાથેની કન્યાને લઈ જશે.

વાત એમ બની હતી કે નીંગાળા સ્ટેશને કાશીપ્રસાદભાઈની ધમાલથી એમણે ઘુમટો કાઢીને ઉભેલી ભાવનગરવાળી કન્યાને અમારા ડબ્બામાં ચડાવી દીધી હતી. ભાવનગરવાળી કન્યા નાની હતી અને થાકેલી હોવાથી બાપડી ઉંઘી ગઈ હતી. અને નીંગાળાથી વઢવાણ સુધી વેવાઈની હલકાઈ વીષે કાશીપ્રસાદે એવડું મોટું રામાયણ ઉપાડેલું કે વઢવાણ આવ્યું ત્યાં સુધી કન્યાનું મોઢું જોવાનો પ્રસંગ કોઈ બ્હેનને પડયો હતો નહીં.

વઢવાણ બે કલાક ખુવાર થઈ, ભાવનગરની કન્યાને પાછી વળાવી, અમારી મુંબઈવાળી કન્યાને ખાત્રી કરી તપાસી લીધી અને આવી રીતે અમે કંઈક હાડમારી ભોગવી માંડ માંડ મુંબઈ પહોંચ્યા.



# ૧૬. લખુભા લપલપીયા

**અમારા** લખમશીભાઈ બહુ લપલપીયા, અને સાથે જરા ચીકણા. એમના લપલપીયા સ્વભાવથી અને ચીકણાપણાંથી એમના સ્નેહી સબંધીઓમાં, આડોશી પાડોશીઓમાં અને મ્હારા જેવા એમના બાળગોઠીયાઓમાં એ ખુબ ખુબ અળખામણા થયા હતા. મ્હને નવાઈ તે એ લાગતી હતી, આવો એમનો સ્વભાવ છતાં આટલો વખત એ જીવી કેમ શકયા હશે? કારણ કે, જે માણસનું નામ લેતાં લોકો મ્હાસ્કો ખાઈ જાય, જે વ્યકતી ઘરના ઉંબરમાં પગ મુકતાં લોકોના મોંઢા કટાણાં થઈ જાય, જે માણસ સામો મળતાં ઓળખીતી વ્યકતી તરીકે ન ચાલે અગર તેની નજર ચુકાવી બાજુની શેરીમાથી પસાર થઈ જાય એવું ખુબ ખુબ અળખામણું માનવઆણી જીવન કેમ ગુજારી શકતું હશે એ જ મને નવાઈ લાગતી હતી.

મેં લખમશીભાઇના જીવનનો એમના સ્વભાવનો અભ્યાસ કર્યો અને એક વાત મેં જોઈ કે વેપારધંધામાં એ ઘણા કાબેલ હતા, રેશમ બજારની દલાલી કરતાં અને બહારગામની કોઈ ઘરાકી દેખાતાં તેને એવા તો ટપાલની ટીકીટની માફક ચોટી જતા કે પેલા ઘરાક આખરે એમનાથી કંટાળી એમની લપ ટાળવા એમની મારફતજ સોદો કરતા. એમ હીસાબકીતાબમાં પણ એ ઘણાજ કાબેલ હતા અને તેથી બજારના ચારપાંચ દુકાનદારો નામાની અટપટા કેસો વખતે એમની ખાસ મદદ લેતા. ખરી રીતે કહીએ તો રેશમ બજારની ચાર પાંચ આગેવાન દુકાનોના નામા વીભાગના લખુભા વગર પગારના સુપરવાઇઝર હતા.

નામાની સલાહ એ મફત આપતા. એટલે એમની દલાલીનું લાકડું એ દુકાનોમા જડબેસલાક થઈ જતું.

મ્હને એમ પણ વહેમ પડયો હતો કે એ ચબરાક દુકાનદારોએ તેમના ચીકણા સ્વભાવની ચીકાશ ટાળવા માટેજ એમને નામામાં ચોટાડી દીધા હતા. લખુભા કંઈ સોદા વગર દુકાનમાં જઈ બેસે ને લપ કરવા માંડે એ કરતાં એમને મહેતા વીભાગમા ધકેલી દીધા હોય તો તે ખપ આવશે અને ખાતાવહી અને વ્યાજના ચોપડા જોડે માથું ફોડે તો ઠીક, એ ગણતરીથી દુકાનદારો તેમને એ કામ સોંપી દેતા હતા.

આમ છતાં મહેતા ખાતાની સુશીબત જલદી જલદી જાણી લખુભા, દુકાનદાર શેઠ આગળ બેસતા અને પેલો જો જરા લક્ષ આપે તો તે પોતાની વાત કહાડી કલાકો સુધી લપ કર્યા કરતા.

* *

એક દિવસ મારા ભોગ લાગ્યા કે એમને હું મારી સાથે નાટક જોવા લઈ ગયો. રાસચરીત્રનું નાટક હતું. પણ સ્ટેજ પર જોવાને બદલે લખુભા તો ઓડીયન્સમાં પ્રેક્ષક તરીકે આવેલી ફેશનેબલ બાનુઓ તરફ

જોયા કરતા હતા અને નવા યુગની ગુજરાતી નારી તેનો પહેરવેશ, બૉબ્ડ હેર, આંગડી વિહોણા હાથ, બાંય વગરની ચોળીઓ એવા એવા વિષય પર આજુબાજુના માણસો સાંભળે એવી રીતે મોટેથી ટીકા કર્યા કરતા હતા. અને કમનસીબી તો એ હતી કે, અમારી આગલી બે ત્રણ લાઇનમા એવાં કેટલાક ફૅશનેબલ બ્હેનો બેઠાં હતાં. અમારી લાઇનમા અને પાછળ એકલા ફક્કડ સુધારીયા જ બેઠા હતા. એટલે એ લોકોને લખુભાની ટક્કોરમાં મજા આવતી હતી, અને રમુજ મળતી હતી. પણ જે બ્હેનો આગલી હરોળમાં બેઠાં હતા તેમનાં કુટુંબીજનોને લખુભાઇની ટીકાઓ ઘણી અળખામણી થઈ પડી અને હું દુરઅંદેશી વાપરી ત્રીજા અંકમાં લખુભાઇને બહાર ન લઈ ગયો હોત તો થિયેટરમાંજ ઝઘડો જામત. પેલા ફૅશનેબલ બાનુમાંના એકના પુરૂષે લખુભાઇની ટીકાઓ સંબંધમાં મેનેજરને ફરિયાદ કરી હતી. એ મેનેજર મને ઓળખતો હતો એટલે એણે કોઈ માણસ જોડે સંદેશો મોકલાવ્યો અને લખુભાઇને સાથે લઈ હું બહાર એની ઓફીસમાં મળવા ગયો, ત્યાં મેનેજરે બહુજ કુશળતાથી અને ઠાવકાઇથી થીએટરમાં બીજાઓ સાંભળે તેમ પોતાના અંગત અભીપ્રાયો વ્યકત નહીં કરવાની સલાહ લખુભાને આપી દીધી. અને લખુભા સમજી ગયા અને નાટક પુરૂં થતાં સુધી મુંગામંતર બેઠા.

*　　　　*

લખુભા કોઇને ત્યાં જાય તો ઓરડીનું ભાડું કેટલું આપો છો ત્યાંથી શરૂ કરીને સવારે શું શાક રાંધ્યું હતું, ત્યાં સુધીનું પૂછે. વઇ જુવાન હોય તો મોસાળ પક્ષના, પિતરાઈ પક્ષના અને શ્વસુર પક્ષના એર દરેક પક્ષના સગાસંબંધીઓની સાત સાત પેઢીઓની પડપુછ કરે.

મારે ત્યાં એ ઘણી વખત આવતા ત્યારે કામનું બહાનું કાઢી હું ઝાલો ટોપી પહેરી બહાર નીકળી પડતો, તો કેટલીયે વખત એવું બનતું કે હું બહાર જઇને એક કલાક પછી પાછો ફરૂં તો લખુભા મારા ઘરના માણસો જોડે ફડાકા મારતા બેઠા હોય.

જુનો સંબંધ અને નાતો હોવાથી અહ્યા ઉઠ જા, બસ ટળ, એમ તો ન કહી શકાય, પણ એમને ખોટું ન લાગે એ રીતે વીનયપૂર્વક હું એમને યાદ આપુ કે,

'લખુભાઈ બપોરના બાર વાગવા આવ્યા, મારાં ભાભી ગાડ જોતા હશે.'

ત્યા લખુભાઇ જ સામે પ્રત્યુત્તર આપે કે,

'આજે અગીઆરસ છે એટલે નીરાત છે તું જમી લે. એટલે તારી વહુ મને એક પ્યાલો ચા બનાવી આપશે એટલે ચાલશે'

એમ કહી લખુભા આખો દહાડો મારે ત્યાં લાંબા થઈ ધામો નાખતા.

કોઈ વખત લખુભાને ટાળવા માટે હું ઘરની બહાર નીકળુ તો એ પણ મારી પાછળ આવે અને હું જ્યાં જાઉં ત્યા મારી પાછળ ચોંટયા જ રહે. એ દિવસ તો અગીયારથી ચાર વાગ્યા સુધી એ મને ચોટેલા રહ્યા હતા. ઘેરથી નીકળી મારા એક ડોકટર મિત્રને ત્યા ગયો, ત્યાં પણ લખુભા આવ્યા. ત્યાથી મારે મારા એક સ્નેહીને ત્યા જમવા જવાનું હતું તો ત્યાં પણ તંબુભા ભેગા હતા. પેલો મારો મિત્ર અજબ થયો. લખુભાઈ બહારના ખડમાં બેસી રહ્યા ત્યાથી એક સાહીત્ય સભામા હું ગયો તો ત્યા પણ લખુભાઇ સાથે જ હતા. પછી તો એમને ટાળવાની ઇચ્છા જ મેં મુકી દીધી.

મ્હારા એક પારસી મીત્રને મેં મારા એ દીવસની વીતક કથા કહી લખુભાઇની વાત કરી. તેણે લખુભાઇનુ લપલપીયાપણું ભુલાવી દેવાનું બીડુ ઝડપ્યુ. મ્હેં એની જોડે ઓળખાણ કરાવવા લખુભાઇને એક દિવસ મારી ઓફીસમા બોલાવ્યા અને મારા મીત્ર જહાંગીર જોડે ઓળખાણ કરાવી. લખુભાઈ તો જહાંગીરને જોઇને એની હમેશની કાંઠીઆવાડી ઢબ પ્રમાણે કયા રે'વું, આપનું નામ, ધંધો એ બધું પૂછવાની શરૂઆત કરતા

હતા. ત્યાં જહાંગીર તો પોતાના કુળનું વંશવૃક્ષ આખું તેની આગળ બોલી ગયો. અને સડસડાટ નવસારીમાં તેના વડવાઓ ક્યારે આવ્યા. તેનાં સંતાનો કેટલાં થયાં, તેઓ ક્યાં છે, કયે દરજ્જે છે અને શું કરે છે તેનું વર્ણન કરી ગયો અને તે જનમ્યો ત્યારથી અત્યાર સુધીમાં તે કેટલી વખત માંદો પડયો, કયા કયા દાક્તરની દવા લીધી હતી અને ક્યારે સાજો થયો હતો તથા કઈ કઈ સ્કુલમાં ભણ્યો હતો એ બધાનો લગભગ ત્રણ કલાક સુધી લખુભાઇના ડગલાનાં બટન પકડી રાખી તેને પોતાના ટેબલ પાસે ઉભા રાખી તે બોલી ગયો. લખુભાઈ કંઈ કહેવા જતા તો તેને અટકાવતો અને પોતાની વીતક વાત કહ્યા કરતો. એ દિવસે તો લખુભા તેના સંકજામાંથી માંડ માંડ છુટયા.

એક દીવસ લખુભાઈ બજારમાં એક દુકાન આગળ બેઠાં હતાં. ત્યાં જહાંગીર અને મને જોતાં તે પાસે આવ્યો એટલે જહાંગીરે તેનો હાથ પકડી રાખી પોતાની આઠ દીવસની દીનદશાનું બયાન કરી લખુભાને ખાસ પોણાક કલાક સુધી રોકી રાખ્યા. દુકાન આગળ બેઠેલું એમનું ઘરાક ચાલ્યું ગયું અને જહાંગીરની વાતોમાં પોતાનો શીકાર છટક્યો જોઈ લખુભાનું ડાચું લેવાઈ ગયું.

* *

એક વખતે જહાંગીરે લખુભાને રસ્તાની એક બાજુએ ઉભા રાખી એકડીયાની માફક જાણે સ્કુલનો છોકરો હોય તેમ એકડે એકથી વીસ એકા સુધી એ લખુભાઈ આગળ બોલી ગયો અને એ દીવસે સવારે પોતે પોતાના એક સગાંને ત્યાં નવજોતમાં ગયો હતો ત્યા પારસી ફેશનનાં ક્યાં ક્યાં પક્વાનો અને વાનીઓ રાંધી હતી તેનું બયાન કરી ગયો અને લખુભાઇને ખાસ ચીડવવા માંસની વાનીઓનું બયાન ખાસ રસ લઇને કર્યું. તે દીવસે લખુભાઈ તેના હાથમાંથી માંડ માંડ છુટ્યા.

જહાંગીરની યુક્તી એ હતી કે લખુભા પોતે કંઈ ચીકણાપણું બતાવે તે પહેલાં જ પોતાની વાત ઉપાડી તેને રોકી રાખવા તેનો ટાઇમ

બગાડશે અને એ કંટાળીને નાસે નહીં ત્યાં સુધી તેને છોડવા નહીં. મ્હારા મિત્ર જહાંગીરના આવા અડધો કલાક અખતરા પછી મારા પોતાના સંબંધમાં તો લખુભાઈ સદંતર સુધરી ગયા હતા. હવે સામલો બદલાયો હતો અને મને કે જહાંગીરને જોતા લખુભા પોતે નાસતા હતા

☆

# ૧૭. રાજાના બાપા

આજ જોડીદારે એક પત્ર વાચતાં મને એ નવી માહિતી આપી કે પંડિત જવાહરલાલ નેહરૂના બ્હેન શ્રીમતી કૃષ્ણા હઠિસીંગ પોતાના પતિ શ્રી. ગુણોત્તમ હઠિસીંગને 'રાજા'ના નામથી સંબોધે છે. અને અમેરીકન પ્રજામાં શ્રી. ગુણોત્તમ જાણે ખરેખર કોઈ ગજવી હોય એવો ભ્રમ ફેલાયો હતો.

ગુણોત્તમના એક વકીલ હઠિસીંગના નામ પરથી શ્રીમતી કૃષ્ણાને રજવાડું યાદ આવ્યું હશે.

* *

મિત્ર પાસેથી આ વિગત મળ્યા પછી આપણા ગુજરાતી દંપતીઓ એક બીજાને કઈ રીતે સંબોધે છે, તેનો અભ્યાસ હું કરવા માંડયો અને મારા નિરીક્ષણમાં મને કેટલીએ અવનવી વાતો જાણવા મળી.

* *

જુના વિચારના આધેડ ઉંમરના પતિ-પત્નીઓ અન્યોન્યને કોઈપણ નામથી સંબોધતા જ નથી. આ ઉપરથી એમ નથી સમજવાનું કે આવા જુના પતિ-પત્નીઓ એક બીજા જોડે વાર્તાલાપ કરતા નથી. અથવા તો ઈશારતથી એક બીજાને બોલાવે છે.

* *

આવા જોડાઓ કોઈ ક્રિયાપદ, સર્વનામ કે દર્શક વિશેષણને આગળ ધરી પત્ની પતિનું કે પતિ પત્નીનું ધ્યાન ખેંચે છે. પત્નીને કંઈ કહેવું હોય તો એ બોલે કે 'કહું છું' 'એય' અથવા 'મગનના બાપા' એવા સંબોધનો કરી પ્રાણનાથનું ધ્યાન ખેંચે છે. જ્યારે પતિદેવ પત્નીને બોલાવવાના હોય ત્યારે 'સાંભળ્યું કે?' એ શબ્દ પ્રયોગ વાપરે છે, અને પત્નીઓ પણ પતિને ઘણી વખત 'સાંભળો છો કે?' એમ ઉદ્‌બોધન કરી પછી વાત કરે છે.

* *

ઘણા તો 'એય' એ સર્વનામથી પતિ–પત્ની એક બીજાને બોલાવે છે. જ્યારે કેટલાક ગ્રામ્ય લોકોમાં, પછાત વર્ગમાં પતિ–પત્નીને "અલી, હાંભળે સ કે?' એવા તોછડા સંબોધનથી બોલાવે છે. જ્યારે પત્ની વિનય નથી છોડતી. છોકરું હોય તો 'ઓ, કીકાના બાપા' એ નામથી સંબોધન કરે છે, અને સંતાન ન થયું હોય તો 'એય' કહીને બોલાવે છે.

* *

કેટલાક સંસ્કારી અને કેળવાયેલ કુટુંબોના સંબોધનમાં નવીનતા હોય છે. કેળવાયેલો યુવાન પત્નીને નામથી બોલાવે છે જેમ કે 'શારદા, જરા ચ્હા બનાવ ને.'

પણ પત્ની શરમાળ હોવાથી 'શારદા' નામથી સંબોધન કરનાર રમણીકલાલ નામનો પોતાનો પતિ હોય તો 'હા રમણીક, લાવી.' એમ સાચો પ્રત્યુત્તર આપી શકતી નથી. પણ 'હા લાવી.' એટલું જ કહે છે.

* *

પારસીઓમાં તો પતિ–પત્ની એક બીજાને 'તું તા' થી બોલાવી શકે છે. ઘણા પીઢ દંપતી પણ તુંકારેથી 'જમશેદ, તું કાં જાય છ? ભોણું ખાવા આવસે કે?' એમ ધણી થતાને પૂછે છે. જ્યારે પ્રત્યુત્તરમા ધણી બી જવાબ આપે છે કે: 'નહિ ડાર્લીંગ શીરીન, ભોણા માટે તું મારી વાટ ના જોતી. આજે ફ્રેન્ડોની સાથ અમે લોક જુહુ જવાના છીએ, ત્યાં જ કંઈ ખાઈ લેસું' એમ બોલે છે.

* *

નાટકોમાં પતિ-પત્ની જે રીતે એક બીજાને સંબોધે છે. એની નકલ આપણે આપણા જીવનમાં કરી શકતા નથી. નાટકમાં તો પત્ની પતિને 'સાહિબા, સલુણા, પ્રાણનાથ, નણંદના વીર, લાલ લટકાળા' એવાં એવાં વિશેષણોથી બોલાવે છે, જ્યારે નાટકનો રાજા કે વીર પાત્ર પોતાની પ્રેયસી કે પત્નીને 'પ્રિયા, પ્રિયતમા, જીગરની કટકી કે કાળજાની કોર' કહીને બોલાવે છે. કોઈ ગુજરાતી યુવાન ઘરમાં પોતાની પત્નીને પ્રેમ સારીને કહે કે 'પ્રાણપ્યારી, એક કપ ચ્હા બનાવી લાવજો' તો તેની બૈરી રસોડામાંથી ગુસ્સાથી લાલચોળ થઈને બ્હાર આવે અને રોષભર્યા અવાજે ઠપકો આપતી બોલે કે 'તમને તે નાક છે કે નળિયું? ઘરમાં શું નાટકીવેડા માંડ્યા છે? પાડોશીઓને ખબર પડશે તો આખી ચાલીમાં મારો ને તમારો ફજેતીનો ફાળકો થશે ખબરદાર! હવે આવું આવું વાયડું વાયડું બોલ્યા તો.'

*

કેટલાક દંપતીમાં પતિ પત્નીને 'દેવી' અને પત્ની પતિને 'દેવ' કહીને બોલાવે છે ત્યારે બાજુમાં ઉભેલી તટસ્થ વ્યક્તિને એ બન્ને સ્વર્ગના અમરાપૂરીના નિવાસી હોય એવો આભાસ થાય છે અને આવું જોડું કોઈ કબુતરના માળા જેવી ચાલમાં ૧૫ રૂપીઆ ભાડાની ઓરડીમાં રહેતું હોય ત્યારે તો આ દેવ દેવીનો શબ્દપ્રયોગ વધારે હાસ્યોત્પાદક બને છે.

કેટલીક પત્નીઓ એમના પતિદેવોને એમના ધંધાને સ્પર્શતું સંબોધન કરે છે. જેમકે કોઈ શિક્ષકની પત્ની એમના પ્રાણનાથને કહે કે 'માસ્તર, ચ્હા લાવું કે?' પ્રોફેસરની પત્નીઓ જાણે એમની સ્ત્રી વિદ્યાર્થિની હોય એમ પોતાના પતિદેવને માનવાચક 'પ્રોફેસર સાહેબ' એવું સંબોધન કરે છે.

મામલતદાર કે દિવાનની પત્નીઓ પતિદેવને બોલાવતાં 'મામલતદાર સાહેબ કે દિવાન સાહેબ' એ એમના અધિકારવાચક શબ્દોથી એમને સંબોધે છે. એવી દિવાન પત્ની હજી કોઈ જાણવામાં નથી જે દિવાનને તેવી

કોઈએ પાડેલા નામથી સંબોધે. કેટલીક તો હિવાનને બ્રીટીશ સરકારનો સરનો ઈલ્કાબ મળ્યો હોય તો 'સર' નામથી જ સંબોધે છે.

ડાક્ટર પત્નીઓ પોતાના પતિને 'ડાક્ટર' એ નામથી સંબોધવામાં ગર્વ લે છે, પણ બિચારી કારીગરોની પત્નીઓ પોતાના કારીગર પતિઓને એમના ધંધાવાચક સંજ્ઞાઓથી બોલાવતાં ડરે છે. ઉદાહરણ તરીકે સુથારની સ્ત્રી પતિને 'એ સુથાર' એમ કહી બોલાવતી નથી. તેમ દરજણ પતિદેવને "એ દરજી' અથવા 'એ મેરાઇ' એ સંબોધન કરતી નથી. તેમ કડીઆની સ્ત્રી કે ધોબીની સ્ત્રી કે વાળંદની સ્ત્રી પતિના ધંધાને સંજ્ઞા-સંબોધનમાં વાપરતી નથી પણ 'ગગીના બાપા', કે 'કીકાના બાપા' એવા સંબોધનો વાપરે છે. શ્રીમંતોને આ મુશ્કેલી નડતી નથી, શ્રીમંતની સ્ત્રી પતિને 'શેઠ' કહીને બોલાવે છે અને પત્નીને 'શેઠાણી' કહીને સંબોધે છે. રજવાડાની મને કંઈ ખબર પડી નથી. આમ દંપતીઓના સંબોધનનો અભ્યાસ કરતાં ઘણી ઘણી રસિક વિગતો પ્રાપ્ત થાય છે.



## ૧૮. ધ....મ....ટો

**કાઠિયાવાડના** એક ગામમાં હું ગયો હતો. અને એક જુના મિત્રને મળવા તેને ઘેર ગયો ત્યારે તેના ફળીયામાં બેઠેલી કેટલીક જુવાન સ્ત્રીઓ બાજ પક્ષીને જોઈ જેમ પક્ષીઓ ઉડી જાય તેમ મને ડેલી આગળ જોઈને હડુડુ કરતી ઘરમાં ભાગી ગઈ. અને હું ભોંઠો પડેલો ડેલી આગળ ઉભો રહ્યો.

'અરે છગનભાઈ છે કે ?' મેં પૂછ્યું. અંદરની ઓરડીમાંથી એક લાજ કાઢેલી સ્ત્રીએ જવાબ આપ્યો કે: 'ના, નથી. બહાર ગયા છે.'

'ક્યારે આવશે?' મેં સામો પ્રશ્ન કર્યો. એ પ્રશ્નના જવાબમાં લાજ' કાઢેલી સ્ત્રીએ જવાબ આપ્યો કે: 'કંઈ કહી નથી ગયા!'

હું મુંબઈથી એ ગામ સુધી નશાયો હતો. અત્રે ત્યાં જુના મિત્રને ત્યાં ઘરની સ્ત્રીઓના લાજ અને ઓજસને લીધે અને ઠંડો આવકાર મળતો જોઈ હું જરા ચીડાઈ ગયો. અને બૂમ પાડીને બોલ્યો કે: "છગનભાઈને કહેજો કે મુંબઈથી તમારા જુના દોસ્તાર ફકીરભાઈ તને ખાસ મળવા આવ્યા હતા.'

એટલામાં મારા સારા નસીબે એ કુટુંબમાં કામ કરનાર કોઈ કાળણ બાઈ આવી પહોંચી. પળવારમાં સઘળી પરિસ્થિતિ પામી ગઈ અને "આવો તમે તો મહેમાન કહેવાવ. આ ફળીઆમાં આટલો ઢાળી આપું બેસો. ચાલ અલી લક્ષ્મી, ચા મૂક.. મુંબઈ જેવા ઠેકાણેથી મહેમાન આવે છે ને કંઈ ભાન નથી!' અને મારા તરફ ફરી બોલી કે 'અમારા છગનભાઈનાં ઘરવાળાં જરા નાનાં છે. બહુ શરમાળ છે. બહારગામથી મહેમાન આવે તેને કેમ બોલાવવા, તેને કેમ આવકાર આપવો એ તમારા ઉજળીયાત લવાણામાં લાજ કાઢવાનો રીવાજ છે. એટલે બાઈઓ બધી અબૂધ બોમ જેવી બની જાય છે. તમે મુંબઈથી છેક અહીં ચાલી ચલાવીને આવ્યા. અને આ મારી લક્ષ્મી તમને આવો ય નથી કહી શકતી. ભાઈ આ બાઈડીયો તોછડી નથી હોતી પણ ઘુમટાના રીવાજના લીધે બોતડા જેવી બની જાય છે.'

કાઠિયાવાડમાં અને કચ્છમાં કોઈ ઓળખીતાને ત્યાં મહેમાન થયા હોઈએ તો જ્યાં સુધી રહીએ ત્યાં સુધી ઘરમાં કોઈ સ્ત્રી રહેતી હશે કે કેમ એજ ખબર ન પડે. પીરસે પણ ભાઈઓ, પોતે અંદર જઈને પદાર્થો લઈ આવે, ઘરની વહુવારૂઓ મોઢાની વાત તો બાજુએ રહી પણ ઘુમટામાં વીંટાયલુ એમનુ બદન પણ આપણને નીરખવા ન દે. અને પારકા અને અજાણ્યા મહેમાનની

'વાત તો બાજુએ રહી, પણ સગાં સસરા કે જેઠની તે આડે પણ નીકળે નહિ. અને સસરા કે જેઠને જમાડવા હોય તો રસોડાની ઓરડીની બહાર પરસાળમાં પાટલો થાળી મૂકી કોઈ નાના છોકરા મારફત એમને ખાદ્ય પદાર્થો મોકલે. અને કચ્છી સસરાઓ પોતાની પુત્રવધુઓથી એટલી હદ સુધીના અપરિચિત હોય છે કે ઘરની બહાર સ્ટેશન પર પોતાની પુત્રવધુ ઉઘાડે મ્હોએ મળે તો તેને ઓળખી શકે નહિ!

કચ્છીઓમાં એવા પણ દાખલા બનેલા નોંધાયા છે કે પ્રાઇમસથી બળી મરવાનો અકસ્માત બનતાં સસરો પોલીસમા નોંધ કરાવે કે 'હું ધારૂં છું કે મારા દીકરાઓની કોઇક વહુ બળી ગઈ છે. કોણ બળી ગઈ છે એની મને ખબર નથી. કારણ કે અમારામાં વહુનું મોઢું જોવાનો રીવાજ નથી.'

* *

મારો એક કાઠિયાવાડી મિત્ર મને ઘાટકોપરમાં ચા પીવા લઈ ગયો. અંદરના ઓરડામા એની વહુ ચા કરતી હતી. અને બહારના ખંડમાં બેઠા બેઠા અમે બે મિત્રો ગપ્પા હાંકતા હતા. એટલામાં મારા મિત્રનો નાના બાબાએ ભેંકડો તાણ્યો.

હું ચમક્યો. મેં મિત્રને કહ્યું કે:

"જોને બાબાને વીંછી બીંછી તો કરડ્યો નથી ને."

'ના ના, એવું કંઈ નથી. ચા થઈ ગયો છે, એનું એ એલાર્મ છે. ઓફીસરની માફક મારા ઘરમા ઘંટડી નથી. પરંતુ રસોઈ કે ચા તૈયાર થઈ ગઈ હોય ત્યારે વહુ મારા કીકાને ચીંટીયો ભરે. એ ભેંકડો તાણે એટલે હું અંદર જાઉં એટલે જે કહેવાનું હોય તે કહે.'

આમ બોલી એ અંદર જઈ ચા લઈ આવ્યો.

* *

મુસાફરીમાં ઘુમટાને લીધે ઘણી વખત જબરજસ્ત ક્યુંબર થઈ જાય છે. અગાઉ છાપાઓમાં ખબર આવી હતી કે: એક જ ટ્રેનમાં બે મારવાડી જાનો ભેગી ઉતરી હતી એક જાન જયપૂર ગઈ અને બીજી દિલ્હી પહોંચી અને પાછળથી દિલ્હી જયપૂર વચ્ચે તારો વછૂટતા ખબર પડી હતી કે એ જાનોમાં કન્યાઓ અદલબદલ થઈ ગઈ હતી. એજ પ્રમાણે કાઠિઆવાડમા જેતપુરમા પણ ઘુમટાને લીધે કન્યાઓ બદલાઈ જવાનો બનાવ બન્યો હતો.

એકજ ઓરડી હોય, ઘેરૂં લાજ કાઢી બેઠું હોય તે વખતે ચાર પાચ મિત્રો આવતાં ઘુમટો કાઢનારી પૂરેપૂરી અકળામણમા મૂકાય છે. એટલું જ નહિ પણ એ લાજ કાઢનારીના પતિદેવની હાલત પણ વિચીત્ર થઈ પડે છે

* *

જે જ્ઞાતિઓમા ઘુમટાનો રીવાજ હોય ત્યા લાજ ઘુમટાને લીધે સરખા રંગના સાડલાથી ધણી બીજી સ્ત્રીને પોતાની પત્ની ધારી બોલાવે અને છબરડા થાય. અને પોતાની બેબી કોઈ ભળતી લાજ કાઢનારીના ખોળામાં જઈ મૂકી આવે

કાઠિયાવાડમાં એક મિત્રની જાનમા એક વેળા હું ગયો હતો. એ વેળાએ આ બનાવ મેં નજરોનજરે જોયો હતો. મારી બાજુમા મારો એક મિત્ર પોતાની નાની બેબીને રમાડી રહ્યો હતો. બેબી ઠુઠ્ઠએ ચડી, એટલે મેં સૂચના કરી કે 'ભૂખી થઈ હશે. એની મા પાસે મૂકી આવ. ધાવશે એટલે પાછી આનંદમા આવી જશે.'

ઉઠીને બેબીને મૂકી આવ્યો. થોડીવારે લાજ કાઢીને એની પત્ની તેની પાસે આવી. અને 'બેબી ક્યા?' એમ પૂછ્યું. ભાઈને તે વખતે પહેલી વખત ખ્યાલ આવ્યો કે 'ભૂલથી કોઈ ભળતી બાઇડીના પડખામા એ, નાની બાળકી પધરાવી આવ્યો હતો પછી બન્ને જણાઓએ સાથે

દેવો તેનો ચુકાદો યમરાજા પોતે જાતે જ આપે છે. પણ ગયા દશેરાએ તહેવારનો દવસ હોવાથી ફુરસદ હોવાથી જુદા જુદા ધર્મના પ્રતિનિધિઓ યમરાજાના આવાસમા આવ્યા હતા. અને મૃત્યુલોકના માનવીની તપાસ કરતા હતા તે વખતે ત્યા જ જામી પડયા હતા. હકીકત એ હતી કે એ જ દિવસે યમરાજાના પુત્રનું સૂર્યની પુત્રી જોડે વેવિશાળ થવાનું હોવાથી યમરાજાએ કેટલાક દેવો અને ધર્મના પ્રતિનિધિઓને પોતાને ત્યાં ભોજન લેવા નોતર્યા હતા. એ આમંત્રીત ગૃહસ્થોમાંના ઉપર જણાવેલા ધર્મના પ્રતિનિધિઓ યમરાજાની અદાલતમા બેસી ગયા હતા અને એમની હાજરીનો લાભ લઈ યમરાજાએ મૃત્યુલોકના માનવીઓની તપાસ માટે એમની ખાસ કમીટી નીમી દીધી હતી.

* *

એ દિવસે યમના દુતો વીસ માણસોને-એટલે એમના આત્માઓને યમરાજા પાસે લઈ આવ્યા હતા અને યમના દુતો દરેક જણનો નંબરવાર ઓળખાણ આપતા હતા. યમના દુતો પોતે જે માણસનો આત્મા લેવા ગયા હોય તેની છેલ્લી પરિસ્થિતિ અને સંજોગોનો ઇતિહાસ આપી શક્તા હતા. જ્યારે સંપુર્ણ વિગત માટે તો યમરાજાને ચીત્રગુપ્તને પુછવું પડતું હતું અને ચિત્રગુપ્તના ચોપડામાંથી દરેક માણસના પાપ-પૂણ્યની વીગત મળી આવતી હતી.

* *

યમના દુતોએ નં. ૧ ને હાજર કર્યો અને દુતે વિગત આપી કે આ માણસ અનન્ય વૈષ્ણવ હતો. મરતી વખતે ૧ ગાયનુ દાન એણે કર્યું હતું. વૈષ્ણવનાં ધાર્મિક સ્થળોમા તેણે હજારોનું દાન કર્યું હતું. અને ઠાકોરજીના દર્શન કર્યા વગર એ કોઈ દિવસ ભોજન કરતો ન હતો.

કમીટીના વૈષ્ણવ પ્રતિનિધિએ મ્હોં ઉપર સંતોષનો ભાવ વ્યક્ત કર્યો છતા યમરાજાને એટલું કહ્યું કે આવો દાનધર્મ કરનાર જરૂર સ્વર્ગમાં

આવવાને લાયક છે પણ તેના પાપ-પુણ્યનો જમા-ઉધારનો હિસાબ ચીત્રગુપ્ત પાસેથી જાણ્યા પછી હું આપને છેવટનો અભિપ્રાય કહી શકું.'

* *

યમરાજાએ ચીત્રગુપ્ત તરફ ફરી પૂછ્યું કે 'મરનાર વૈષ્ણવે ગાયનું દાન કર્યું હતું તે તેની પાળેલી હતી કે?'

ચીત્રગુપ્તએ ચોપડામાં જોઈને કહ્યું કે 'મારી નોંધ બોલે છે કે એણે દાન આપવાની એ ગાય એણે પાંજરાપોળમાંથી બાંધી આણી હતી અને જે બ્રાહ્મણને આપી હતી તે પણ પાછી પાંજરાપોળમાં પુરી આવ્યો હતો અને શેઠના વારસો પાસેથી તેના રોકડ નાણાં ઉભા કર્યા હતા.'

'મરનારનો વ્યવસાય શું હતો?' યમરાજાએ ચીત્રગુપ્તને પૂછ્યું:

'સાહેબ મારી નોંધ બોલે છે કે કાપડમાં કાળા બજાર કરી એણે ગરીબોના લોહી ચુસ્યાં હતાં, લાખો રૂપીયા મળ્યા હતા, અગાઉ લેંકેશાયર અને મેન્ચેસ્ટરની મીલોના ધોતીયા એ વેચતો હતો. પણ છેલ્લી લડાઈ પછી મુંબઈની ઘણી ખરી મીલોનાં ધોતીયા એકહાથ કરી તેણે લાખો રૂપીયાની દોલત મેળવી હતી અને મરતી વખતે ખરું કહીએ તો મંદવાડ આવતાં અંતઃકરણ ડંખવાથી તેણે છુટે હાથે દાન ધર્મ કર્યું હતું.'

યમરાજા ચુકાદો આપે તે પહેલાં જ વૈષ્ણવ પ્રતિનિધિએ કહ્યું કે 'સ્વર્ગને માટે એ માનવી નાલાયક છે. વૈષ્ણવ ધર્મની કેટલીક આના પાછળ પણ ઇન્સાનીયત ભુલી જાય, ગરીબોની પીડ ન સમજે એવાને અમો વૈષ્ણવ ગણતાજ નથી.' અમારા પંથના મહાન પ્રતિનિધિ નરસિંહ મહેતા કહી ગયા છે કે—

વૈષ્ણવ જન તો તેને કહીએ
જે પીડ પરાઈ જાણે રે.

યમરાજાએ નંબર પહેલાને બાજુએ ઉભો રાખવાનો હુકમ કર્યો.

* *

દેવો તેનો ચુકાદો યમરાજા પોતે જાતે જ આપે છે. પણ ગયા દશેરાએ તહેવારનો દિવસ હોવાથી ફુરસદ હોવાથી જુદા જુદા ધર્મના પ્રતિનિધિઓ યમરાજાના આવાસમાં આવ્યા હતા. અને મૃત્યુલોકના માનવીની તપાસ કરતા હતા તે વખતે ત્યાં જ જામી પડયા હતા. હકીકત એ હતી કે એ જ દિવસે યમરાજાના પુત્રનુ સૂર્યની પુત્રી જોડે વેવિશાળ થવાનું હોવાથી યમરાજાએ કેટલાક દેવો અને ધર્મના પ્રતિનિધિઓને પોતાને ત્યાં ભોજન લેવા નોતર્યા હતા. એ આમંત્રીત ગૃહસ્થોમાંના ઉપર જણાવેલા ધર્મના પ્રતિનિધિઓ યમરાજાની અદાલતમા બેસી ગયા હતા અને એમની હાજરીનો લાભ લઇ યમરાજાએ મૃત્યુલોકના માનવીઓની તપાસ માટે એમની ખાસ કમીટી નીમી દીધી હતી.

* *

એ દિવસે યમના દુતો વીસ માણસોને–એટલે એમના આત્માઓને યમરાજા પાસે લઈ આવ્યા હતા અને યમના દુતો દરેક જણનો નંબરવાર ઓળખાણ આપતા હતા. યમના દુતો પોતે જે માણસનો આત્મા લેવા ગયા હોય તેની છેલ્લી પરિસ્થિતિ અને સંજોગોનો ઇતિહાસ આપી શકતા હતા. જ્યારે સંપુર્ણ વિગત માટે તો યમરાજાને ચીત્રગુપ્તને પુછવું પડતું હતું અને ચિત્રગુપ્તના ચોપડામાંથી દરેક માણસના પાપ–પૂણ્યની વીગત મળી આવતી હતી.

* *

યમના દુતોએ નં. ૧ ને હાજર કર્યો અને દુતે વિગત આપી કે આ માણસ અનન્ય વૈષ્ણવ હતો. મરતી વખતે ૫ ગાયનુ દાન એણે કર્યું હતું. વૈષ્ણવનાં ધાર્મિક સ્થળોમાં તેણે હજારોનું દાન કર્યું હતું. અને ઠાકોરજીના દર્શન કર્યા વગર એ કોઈ દિવસ ભોજન કરતો ન હતો.

કમીટીના વૈષ્ણવ પ્રતિનિધિએ મ્હો ઉપર સંતોષનો ભાવ વ્યક્ત કર્યો છતાં યમરાજાને એટલું કહ્યું કે આવો દાનધર્મ કરનાર જરૂર સ્વર્ગમાં

આવવાને લાયક છે પણ તેના પાપ-પૂણ્યનો જમા-ઉધારનો હિસાબ ચીત્રગુપ્ત પાસેથી જાણ્યા પછી હું આપને છેવટનો અભિપ્રાય કહી શકું.'

* *

યમરાજાએ ચીત્રગુપ્ત તરફ ફરી પૂછ્યું કે 'મરનાર વૈષ્ણવે ગાયનું દાન કર્યું હતું તે તેની પાળેલી હતી કે?'

ચીત્રગુપ્તએ ચોપડામા જોઇને કહ્યુ કે 'મારી નોંધ બોલે છે કે એણે દાન આપવાની એ ગાય એણે પાંજરાપોળમાથી ભાડેથી આણી હતી અને જે બ્રાહ્મણને આપી હતી તે પણ પાછી પાંજરાપોળમા મુકી આવ્યો હતો અને શેઠના વારસો પાસેથી તેના રોકડ નાણાં ઉભા કર્યાં હતા.'

'મરનારનો વ્યવસાય શું હતો?' યમરાજાએ ચીત્રગુપ્તને પૂછ્યું:

'સાહેબ મારી નોંધ બોલે છે કે કાપડમાં કાળા બજાર કરી એણે ગરીબોનાં લોહી ચુસ્યા હતાં, લાખો રૂપીયા મેળવ્યા હતા, અગાઉ લેંકેશાયર અને મેન્ચેસ્ટરની મીલોના ધોતીયાં એ વેચતો હતો પણ છેલ્લી લડાઈ પછી મુંબઇની ઘણી ખરી મીલોના ધોતીયા એકહાથ કરી તેણે લાખો રૂપીયાની દોલત મેળવી હતી અને મરતી વખતે ખરું કહીએ તો સંદ્વાડ આવતા અંતઃકરણ ડંખવાથી તેણે છુટે હાથે દાન ધર્મ કર્યું હતુ.'

યમરાજા ચુકાદો આપે તે પહેલા જ વૈષ્ણવ પ્રતિનિધિએ કહ્યું કે 'સ્વર્ગને માટે એ માનવી નાલાયક છે. વૈષ્ણવ ધર્મની કેટલીક આજ્ઞા પાળે પણ ઇન્સાનીયત ભૂલી જાય, ગરીબોની પીડ ન સમજે એવાને અમો વૈષ્ણવ ગણતાંજ નથી.' અમારા પંથના મહાન પ્રતિનિધિ નરસિંહ મહેતા કહી ગયા છે કે—

વૈષ્ણવ જન તો તેને કહીએ
જે પીડ પરાઈ જાણે રે.

યમરાજાએ નંબર પહેલાને બાજુએ ઉભો રાખવાનો હુકમ કર્યો.

* *

ત્યાર પછી બીજા નંબરને યમરાજા આગળ રજુ કરવામાં આવ્યો. અને યમના પાર્શદોએ તેને વિષે રીપોર્ટ પેશ કર્યો કે

'આ માણસ જૈન છે. કીડી મકોડીને બહુજ બાળવે છે. દર શનિવારે ગામ બહાર જઈ ઝાડના થડમાં કીડીઆરામાં લોટ નાંખી આવતો હતો. માછલીઓને ચણા ખવડાવતો હતો. કોઈ કોઈ વખત ગાયને ઘાસ ખવડાવતો હતો અને નાગપાંચમને દિવસે નાગને દુધ પાતો હતો, અને હમણાંજ બે વરસ પહેલાં તેણે એક મોટો સંઘ કહાડયો હતો, જેમાં હજારો જૈનોએ ભાગ લીધો હતો અને લાખો રૂપીયાનું આંધણ કર્યું હતું.'

વૈષ્ણવ પ્રતિનિધિઓના અનુભવને ધ્યાનમાં રાખી આ બીજા નંબરની તપાસ વખતે કમીટીમાં બેઠેલા જૈન પ્રતિનિધિએ મ્હોં ઉપર કોઇપણ પ્રકારનો ભાવ નહિ આવવા દેવા માટે ખાસ કાળજી રાખી હતી. અંગ્રેજી રમુજી કોમેડીઅન બસ્ટર કીટન જેવું ભાવવિહોણું મોઢું તેણે રાખ્યું હતું.

યમરાજાએ ચીત્રગુપ્તને પુછયું કે 'બીજા નંબરનો વ્યવસાય શું ?'

ચીત્રગુપ્તે ચોપડો જોઈ જવાબ આપ્યો કે 'છેલ્લા મહાયુદ્ધ દરમિયાન ખાંડ અને ઘાસતેલમાં કાળાં બજાર કરી આખા કાઠીયાવાડમાં એણે કાળો કકળાટ ઉભો કર્યો હતો, અને ગરીબોને શું મધ્યમ વર્ગનાઓને ન પોસાય એવા ઘાસતેલ અને ખાંડના ભાવ વધારી દીધા હતા. કેટલાક દેશી રાજાઓના દિવાનો સાથે મળી અને કેટલાક દાખલાઓમાં ખુદ રાજાઓ જોડે ભાગીદારી કરી કેટલાક સ્ટેટોમાં એણે ખાંડ અને ઘાસતેલના ઇજારા મેળવી ધુમ દૌલત એકઠી કરી હતી. અને મૃત્યુ સમય નજદીક આવતાં કબુતરને ચણા, ગામમાં પતાસાંની વહેંચણી, શેરીના કુતરાંને ગાંઠીયા ખવરાવી તેમ સંઘ કાઢી, તેણે પુણ્યનું ભાથું બાંધવા પ્રયાસ કર્યો હતો. આ માણસ પણ દહેરે જઈ આવ્યા પછીજ ભોજન કરતા હતો.'

એને નરકમાં ફેંકી દયો. જૈન પ્રતિનિધિએ ગુસ્સે થઈ કહ્યું.

યમરાજા હસ્યા અને બીજા નંબરને, પણ પહેલા નંબરની બાજુમાં ઉભો રાખવા હુકમ કર્યો.

ત્યાર બાદ મૃત્યુના કાસદોએ નંબર ત્રણને રજુ કર્યો અને કહ્યું કે આ માણસે ઘણાય રાજકીય ફાળામાં મોટી મોટી રકમો આપી હતી. એના ગામમાં એ રાજદ્વારી આગેવાન ગણાતો હતો. ખાદી પહેરતો હતો અને દરરોજ રેંટીઓ કાંતતો હતો અને એના શયનમંદીરમાં એણે ગાંધીજીની છબી રાખી હતી અને સવારના પહોરમાં મહાત્માજીની છબીના દર્શન કરી પછી જ કામકાજે વળગતો હતો.

કમીટીમાંના એક સભ્યના મોઢામાંથી ઉદ્‌ગાર સરી પડયો કે આ તો "આદર્શ જીવન" કહેવાય.

"અભિપ્રાય આપવામાં ઉતાવળ ન કરો, યમરાજા હસીને બોલ્યા. ચિત્રગુપ્તના ચોપડામાં તેનું જમા–ઉધાર પાસું જોવા દો." એમ બોલી યમરાજાએ ચીત્રગુપ્ત તરફ નજર કરી તો તેણે તરત જ જવાબ આપ્યો કે:—"સાહેબ આ માણસ ધોળો બગ હતો, ગામના જાણકાર લોકો એને બગભગતના નામથી ઓળખતા હતા. સાવકી માનો હક ડુબાવી સારી, બાપની મીલ્કત તેણે હાથ કરી હતી, અને પીતાશ્રીની દ્વીતીય પરણેતરને આ તેના સાવકા પુત્રે રસ્તે રઝળતી કરી દીધી હતી. કોંગ્રેસમાં લાગવગ વધારી ઇલાકાના કેટલાક ગામોમાં તેણે તુવરની દાળમા કાળાં બજાર કર્યાં હતાં અને મોટા મોટા કોન્ટ્રાકટો લઈ મજુરોને રખડાવી આ માણસે લાખો શ્રમજીવીઓનું લોહી પી કરોડોની દોલત જમા કરી હતી અને જાહેર પ્રજાની નજરમાં ઉજળો રહેવા અને અખબારના પાને એનું નામ ચમકાવવા એ તંત્રીઓને હાથમાં રાખી રાજદ્વારી ફંડોમા મોટી રકમો ભરી અને કોઈ મહાન નેતાઓ પોતાને ગામ આવે ત્યારે તેમની સરભરામાં

ખડે પગે ઉભો રહી એ માણસ સારો દેખાવા પ્રયત્ન કરતો હતો. પણ પાઘડીના લોભે એણે પોતાની સગી દીકરીને પોતાનાં મકાનમાં ઓરડી ભાડે આપી નહોતી."

* *

આમ વીસે વીસ નંબરોનો ઇતિહાસ યમના દુતોએ રજુ કર્યો અને ચીત્રગુપ્તના ચોપડામાં એમના સાચા જમા-ઉધાર પાસાં નીકળ્યા. કોઈ ફાણાવાળાની બદમાશી બહાર આવી. કોઈ મીલોવાળાની મવાલીગત ખુલ્લી થઈ. મૃત્યુ લોકોમાં ધર્મગુરૂ થઇને ફરતાં કોઈ આદમીની પીલાસી લીલા ચીત્રગુપ્તે પ્રગટ કરી. અને સખાવત કરનારા ઘણાએ માણસોનાં કાળાં બજારનાં કરતુકો સ્વર્ગના ચોપડે નોંધાયલા યમરાજા આગળ બહાર પડયાં.

આ બધી હકીકતો સાંભળી યમરાજાની એ ખાસ કમીટીમાં હાજર રહેલા જુદા જુદા ધર્મના પ્રતિનિધિઓએ એક સાથે ઉભા થઈ હાઇકોર્ટની જ્યુરીની માફક એકમતે અભિપ્રાય વ્યકત કર્યો કે "મૃત્યુ લોકના આજના જમાનામાં વસતા ઘણાખરા માનવીઓ ધર્મના પંથથી ચળી ગયા છે. ધર્મનો માત્ર એ ડોળ કરે છે. અમારા પંથના માત્ર થોડા નિયમો અને કર્મકાંડો પાળી માણસાઈ ભૂલી પોતાના અંગત સ્વાર્થ માટે આ માનવીઓ કામ કરી રહ્યા હોય છે. કોઈ ધર્મે માનવીને આત્મીયત કે ઇન્સાનીયત ચુકવા કહ્યું નથી એટલે આવા માણસોને સ્વર્ગમાં આપના સદન સુધી લાવવાની જરૂર પણ નથી. એમને તમારા કાસદોએ સીધા દોઝખમાં ફેંકી આવવા જોઇએ.

"નહિ નહિં, હું બીજો નિર્ણય કરવા કરવા માંગું છું" એમ યમરાજાએ કહ્યું.

એમને નરકમાં મોકલવા હું તૈયાર નથી. મૃત્યુ લોકમાં એમને હું પાછા મોકલવા માગું છું. પણ કાળાં બજારના એમના કરતુકોની શીક્ષા તરીકે એમને કાળા ચહેરા અને કાળા હાથ પગ સાથે માનવ શરીરમાં

માંકડાના મુખ સાથે જન્મે એવું હું કરવા માગું છું. ભલે પુંછડાં વગરના કાળાં મોંઢાના વાંદર ફેશનના માનવીઓ નીચે મૃત્યુ લોકમાં હેરાન થાય.

અહિં રસોઇયાએ ખબર આપતાં યમરાજા અને તેમના મહેમાનો સદનના અંદરના ભાગમાં ભોજન કરવા સીધાવ્યા.



# ૨૦. ચંચળનો સાળુ, આગીઓ ને ચોળી

મારા એક વણિક સ્નેહી રમણલાલના કાઠિયાવાડના કંકણપુર ગામના નગરશેઠની એકની એક પુત્રી સાથે લગ્ન થયા. સાત ભાઇઓ વચ્ચે એ ચંચળ એકની એક બ્હેન હતી. બહુ લાડમાં ઉછરી હતી. ઉંમર મોટી થઈ ગઈ હોવાથી બાપે લગ્ન પછી તરતજ આણુ વાળી એને સાસરે વળાવી હતી.



ચંચળના પરિચયમાં હું આવ્યો ન હતો પણ રમણલાલ મારો સંગોટિયો મિત્ર હતો. ગાંધીજીની લડતમાં પણ તે સ્વયંસેવક તરીકે ભાગ લઈ બે ત્રણ વખત જેલવાસ ભોગવી આવ્યો હતો. તેને ઓળખાણો સારી હતી. એટલે જેલમાંથી છુટયા પછી શેર બજારમાં એક જુના જાણીતા દલાલને ત્યાં પેટાદલાલ તરીકે કામ કરતો અને સાધારણ આવક મેળવતો. પોતાના ઘરાકોને તે સાચી સલાહ આપતો હોવાથી અને શેર બજારમાં ચાલતી કેટલીક આંટીઘુંટીઓનો એ કદી ઉપયોગ કરતો ન હોવાથી એ શ્રીમંત ન્હોતો બન્યો પણ થોડાક સધ્ધર ઘરાકો તેને મળ્યા હતા.

*  *

ગીરગામ પરની એક ચાલમાં બે ઓરડાના બ્લૉકમાં એ રહેતો હતો અને ધંધામાંથી નવરાશ મળતાં કોંગ્રેસ કે સમાજસેવાનું કામ કરતો હતો. રમણલાલને પરણ્યાને માંડ છ મહીના થયા હશે ત્યાં એની નાતમાં એની વાતો થવા લાગી. હું ભુલેશ્વર પર જે ચાલમાં રહેતો હતો ત્યાં એની નાતના કેટલાક માણસો મારી પડોશમાં રહેતા હતા. તેમાંના કેટલાક કંકણપુરના નિવાસી હતા. એટલે નગરશેઠની છોકરી વિષે વાતો કરવામાં એ પડોશીઓને બહુ રસ પડતો હતો.

* *

એક દિવસે મારી બાજુમાં રહેતાં ચંપાબાઇએ મને કહ્યું કે "તમારો દોસ્તાર રમણ બચારી ચંચળને બહુ હેરાન કરે છે."

રમણ ગાંધીજીનો ભક્ત હતો. માણસ તો શું પણ બિલાડીનાં બચ્ચાંને પણ હેરાન કરે એવો એનો સ્વભાવ નથી એ હું જાણતો હતો. એટલે મેં ચંપા બેનને સામો પ્રશ્ન પૂછ્યો કે, "રમણ ચંચળને કઈ રીતે હેરાન કરે છે? શું મારઝુડ કરે છે? ખાવા નથી આપતો? એનું અપમાન કરે છે? કઈ રીતે એને હેરાન કરે છે?"

"અરે! બિચારી નગરશેઠની છોકરીને જેણે બાપને ઘેર પાણીનો કળશ્યો યે ભર્યો હોય નહિ તેને બિચારીને રમણ રેશન લેવા, શાક લેવા અને વૉશીંગ કંપનીમાં કપડાં આપવા લેવા મોકલે છે."

"ચંપાબેન, ઘરની સ્ત્રી એવું કામ કરે એમાં હું કંઈ ખોટું જોતો નથી."

"પણ પોતે કોની છોકરીને પરણ્યો છે એ તો સમજવું જોઇએ ને?"

"તમારા નગરશેઠ પાનાચંદ ભાઇએ આખી નાતમાંથી રમણને પસંદ તે સમજીને જ કર્યો હશેને?"

"પણ પોતાની વહુ કેવી રીતે ઉછરી છે એ તો તમારા રમણે ધ્યાન રાખવું જોઈએ ને?"

"ત્યારે તમે શું એમ કહેવા માગો છો કે ચંચળને પલંગમાં સુવાડી રાખી રમણે પોતે બધું કામ કરવું જોઈએ?"

"ના, હું એમ, ક્યાં કહું છું? પણ બાપને ત્યાં લાડમાં ઉછરેલી સુંવાળી છોકરી પર એકદમ આવું વૈતરું ન નાખવું જોઈએ."

* *

થોડા દિવસ પછી કંકુણપુરના બીજા એક બ્હેન અને તેમના પતિદેવ જમનાદાસ ભાઈએ આવી મારી પાસે ફરીયાદ કરી કે, "તારો મિત્ર રમણલાલ તો સાવ વેદિયો લાગે છે. નગરશેઠ જેવાની છોકરીને પરણ્યો પણ સસરા પાસેથી લાભ લેતાં આવડતું નથી. પાનાચંદ શેઠને વારંવાર મુંબઈ આવવાનું થાય છે એ માટે એમણે મરીનડ્રાઈવ પર પરસોથી એક ફ્લેટ ભાડે રાખ્યો છે. એમણે રમણને ચંચળને લઈ એ ફ્લેટમાં રહેવાની સલાહ આપી પણ રમણે તેનો સાફ ઇન્કાર કર્યો. પાનાચંદ શેઠ પોતાને ખર્ચે નોકર અને રસોયો રાખી દેવા તૈયાર હતા એ વાતની પણ તેણે ના પાડી અને ઘરમાં બિચારી ચંચળ પાસે ઘંટી દળાવે છે અને ઘરકામ માટે નોકર પણ રાખ્યો નથી"

* *

એ દંપતીની વાત સાંભળી મને હસવુ આવ્યું. સસરાના ફ્લેટમાં રહેવા એ ન ગયો એ માટે તો મારા એ સ્વમાની મિત્ર પ્રત્યે મને લાગણી થઈ અને રમણ માટે મને માન વધ્યું છે એ ખબર મેં એ દંપતીને આપ્યા પણ ઘંટીની બાબતમા મને તપાસ કરવાની ઇચ્છા થઈ આવી.

ચંચળ જેવી સુંવાળી છોકરી પાસે ઘરમાં એ ઘંટી કેમ દળાવતો હશે એ વાત સાંભળી મને પણ નવાઇ ઉપજી હતી. એક દિવસે સવારે આઠ વાગે હું પહોંચી ગયો. ત્યાં રમણ અને ચંચળ બન્નેને સાથે બેસી

મેં ઘંટી ફેરવતાં જોયા. મેં એના ગામવાળા એને માટે શું કહે છે એ વાત રમણને ન કહી. પણ બપોરે બજારમાં મળતાં એણે મારી આગળ ખુલાસો કર્યો કે "તારી ભાભીના મગજમાંથી સુંવાળાપણું અને શેઠાઇ દૂર કરવા માટે હું અવનવા અખતરા કરી રહ્યો છું. સળી ભાંગવાની એને ટેવ ન હતી. નોકરચાકરો મારફત જ કામ લેવાની આદત હતી, અને એને લીધે એ હંમેશાં માંદલી રહ્યા કરતી હતી. તેને કસરત મળે અને હાથે કામ કરવાની ટેવ પડે એ માટે મેં ઘરઘાટી નથી રાખ્યો. છુટો રામો ઠામવાસણ માંજી જાય છે અને કપડાં ધોઈ જાય છે અને ઘંટી ફેરવવામાં હું ભેગો બેસું છું. એટલે એનો સંકોચ હવે ધીરે ધીરે ઓછો થતો જાય છે. મુંબઇથી પાવરધી થાય એટલા માટે એને હું રેશન લેવા, શાક લેવા, અને વોશીંગ કંપનીમાં મોકલું છું."

"પણ એનો ઉછેર કેવો હતો એ તું જરા લક્ષમાં રાખે તો સારું" મેં બીતાં બીતાં જરા ટકોર કરી.

એટલે રમણે જરા તપી જઇને કહ્યું કે "એ મને પરણીને આવી છે તો જે રીતે હું રહેતો હોઉં એમ જ તેણે રહેવું જોઇએ. જરા થોડા દિવસ આકરૂં લાગશે પણ પછી ટેવ પડી જશે."

* *

થોડો વખત રમણની નાતવાળાઓએ મારી આગળ ફરીયાદ કરવાનું માંડી વાળ્યું. પણ રમણને પરણ્યાને બાર મહીના થયા ત્યાં ઓચીંતા ચંપાબેન અને લલિતાબેને મારી આગળ ધસી આવીને ખબર આપ્યા કે "ચંચળ પિયર ચાલી ગઈ અને હવે તમારા દોસ્તારને હાથે રોટલા ટીપવા પડે છે."

"એવું તે શું બન્યું હતું ? કે મારા મિત્ર-પત્નિએ એકદમ આવું ઉગ્ર પગલું લીધું ?"

"અરે ન લ્યે? ધણી થઇને બાયડીના લુગડાં ચોરે તો બાયડી ક્યાં જાય!"

"શું રમણે ચંચળનું કંઈ ચોર્યું હતું?"

"હા. એનો એક સાળુ, ચોળી અને ચણીયો ત્રણે વાના એ ચોરી ગયો હતો અને ચંચળે પુછ્યું ત્યારે તેનું મોઢું તોડી લીધું અને તેના બાપને ગાળો ભાંડી. એટલે ચંચળે બાપને તાર કરી મુંબઈ બોલાવ્યા અને તેના બાપ ચંચળને પોતાની સાથે લેતા ગયા. બિચારીને પરણ્યાને એક વર્ષ પુરૂં થયું ન હતું ત્યાં આ તારા વેદિયા મિત્રે તેના પર દુઃખના ડુંગર ખડકી દીધા."

હું રમણ પાસે કંઈ પણ ખુલાસો માગવા ગયો નહિ પણ પેલા કાળીદાસભાઈ અને લલિતાબેનને મેં એ ચોરી સંબંધમાં વધુ વિગત લઈ આવવા કહ્યું—એવું જણાવીને કે રમણે શા માટે પોતાની સ્ત્રીના લુગડાં ચોર્યાં હતાં તેનું કારણ આપણે જાણવું જોઇએ.

કાળીદાસભાઈ તડુકી ઉઠ્યા અને બોલ્યા કે "કોઈ બીજી કળાવંતી રાખી હશે. એને આપવા માટે ચંચળના લુગડા તમારા મિત્રે ચોર્યાં હશે... ગાંધીવાદી ખાદીભકતોનું ભલું પુછવું. એ બધા ખાદી પહેરનારા ધોળા બગ જેવા હોય છે."

"કાળીદાસભાઈ, તમે વિલાયતી કાપડનો વેપલો કરતા હતા અને ગાંધી ચળવળમા તમારૂં ઉઠમણું થઈ ગયું ત્યારથી તમને કોંગ્રેસમેનો અને ગાંધીભકતો પર પહેલેથી પૂર્વગ્રહ છે એ હું જાણું છું પણ મારો મિત્ર કોઈ બીજી સ્ત્રી રાખે એ વાત હું માનતો જ નથી."

થોડા દિવસ પછી લલિતાબેન અને કાળીદાસભાઈ ખસીયાણા પડી ગયેલા મારી ઓરડીમાં આવ્યા અને મારા પુછવાથી તેમણે ખબર આપી કે રમણલાલે તેમનું મોઢું તોડી દીધું હતું અને તેમને ચોકખું સંભળાવી દીધું કે કોઈ દંપતીના જીવનમાં માથું મારવાનો તેમને બીલકુલ અધીકાર નથી.

* *

રમણે કરેલી ચોરીની વાત એની આખી નાતમાં પ્રસરી. ચંચળ રીસાઇને પિયર ચાલી ગયાની વાત આખા મુંબઇમાં રહેતી એમની જ્ઞાતિ અને ઠેઠ કાઠિયાવાડ સુધી પહોંચી. જ્ઞાતિના કેટલાક વડીલો રમણને ડાહ્યા થઈ સલાહ આપવા ગયા હતા. એમનું પણ મોઢું રમણે તોડી લીધું હતું. અને એ મુરબ્બીઓને ચોકખું કહી દીધું હતું કે "ચંચળને મેં કાઢી મુકી નથી. એ પોતાની મેળે ચાલી ગઈ છે. જ્યારે પાછી આવે ત્યારે હું રાખવા તૈયાર છું, ન આવે તો યે વાંધો નથી. હું મારે રેંટીયો કાંત્યા કરીશ અને સમાજસેવા કર્યા કરીશ"

નાતના વડીલોને પણ આવો રોકડો જવાબ મળવાથી રમણની વધુ નિંદા થવા લાગી. એટલે એક દિવસે મેં એની પાસે જઈ આ ચોરીની વાત શું છે એ પુછ્યું ત્યારે તેણે ખુલાસો કર્યો કે "વાત નજીવી છે. મારા દોસ્ત કીસનના લગ્ન થવાના હતા. એક કન્યા વિષે ઝગડો હતો. કન્યાનો બાપ એને પૈસા લઇને કોઈ બુઢ્ઢા શ્રીમંત જોડે પરણાવવા માગતો હતો. છોકરીએ તેની મા સાથે તેના મામાને ત્યાં આશરો લીધો હતો. ભાવનગરથી તેના મામાનો કીસન પર એકદમ તાર આવ્યો કે "તાર મળતાંની સાથે તુરત જ ભાવનગર આવો તારા લગ્ન કરી નાખું." મારી પાસે માંડ બસો રૂપીયા હતા, કીસન પાસે સો જ રૂપીયા હતા એ ત્રણસો રૂપીયામાં અમે નાતરીત પ્રમાણે કેડો દાગીનો લઈ લીધો. લગ્ન માટે પૈસા ઉછીના વ્યાજે લેવાની કીસન વિરૂદ્ધ હતો હું પણ એ વાતની વિરૂદ્ધ હતો. તેમ કાળાં બજારમાંથી મોંઘુ કાપડ નહિ ખરીદવાના મેં અને કીસને સોગંદ લીધા હતા. ચંચળ પાસે ટૂંકો ભરીને સાડીઓ, રેશમી ચણીયા અને મખમલની ચોળી બધું પડયું હતું. કીસન જે દિવસે મારે ત્યાં આવ્યો તે દિવસે ચંચળ એક સગાને ત્યાં જમવા ગઈ હતી. ચંચળને સમજાવી લેવાશે એમ માની મેં તેની એક પાતળી કીનારવાળી મલમલની સાડી કીસનને ધોતીયા તરીકે પહેરવા માટે આપી. બોસ્કીના એક રેશમી ચણીયામાંથી મેં કીસન માટે એક રેશમી કફની કરાવી નાખી અને ચંચળના એક મખમલના બ્લાઉઝમાંથી

કાપડ છુટું કરી તેનો બટવો તયાર કરી નાંખ્યો અને મારી એક રેશમી ખાદીની ટોપી મેં કીસનને આપી, તેજ દિવસે રાતના કાઠિયાવાડ મેલમાં મેં તેને ભાવનગર ભેગો કરી દીધો. બે ત્રણ દિવસ સુધી તો ચંચળને ખબર પડી નહિ પણ મેં જ તેની આગળ વાત છેડી કે "તારા બે ચણીયા સાડી અને એક ચોળીનો મેં ઉપયોગ કર્યો છે, ને હું તને આવતી દિવાળી સુધીમાં જરૂર પાછા લઈ આપીશ"

ચંચળ સમજી જશે. એક વરસ મારી સાથે રહેવાથી મને ઓળખી શકી હશે એમ મને ધારણા હતી પણ તેને બદલે ઉલ્ટું બન્યું. તેણે તો રૂદન શરૂ કર્યુ. તેને એમ વહેમ પડ્યો કે મેં કોઈ સ્ત્રીને એ વસ્તુઓ આપી દીધી હશે. કિસનની વાતનો મેં ખુલાસો કર્યો પણ તેણે એ વાત માની નહિ. અને તરતજ તેણે મને મેણા મારવા શરૂ કર્યા અને "તમને આવા ન્હોતા ધાર્યા, તમે તો ધોળા બગલા જેવા છો." એવા એવા મેણાં મારી પર ફેંક્યા. એટલે મે પણ મિજાજ ખોઇને કહ્યું કે "તારા કાળાં બજારીયા બાપ કરતાં હું સારો છું. ખાંડનો અને કાપડનો તથા ઘાસલેટનો ઇજારો લઈ કાળાં બજાર કરી તારા બાપે લાખો રૂપીઆ પેદા કર્યા પણ કંકણપુરની ગરીબ વસ્તી એના નામનો કાળો કકળાટ કરે છે."

*

અલબત્ત મેં મિજાજ ખોવામાં ભૂલ કરી હતી એમ મને લાગ્યુ. બીજેજ દિવસે ચંચળે હું બજારમાં હતો ત્યારે પડોશીના છોકરા મારફત પાનાચંદ શેઠને તાર કર્યો. પાનાચંદ શેઠ આવ્યા, મારી જોડે બોલ્યા પણ નહિ અને પોતાની છોકરીને લેતા ગયા. મેં મઝે બળી લુગડાંની ટ્રંકો પણ ભેગી લઈ જવા કહ્યું અને એ બાપ-દિકરી વિદાય થયા.

વાત આટલીજ છે. અલબત્ત મેં પાછળથી પાનાચંદને કાગળ લખ્યો કે "તમારી છોકરીનો ગુસ્સો ઉતરે ત્યારે ગમે ત્યારે પાછી આવી શકે છે, હું તેને રાખવા તૈયાર છું, પણ મારી રીતે."

*

# ૨૧. તમારી સાસુને પોંખો

કાઠિયાવાડના મધ્ય પ્રદેશમાં આવેલા કંકણપુરમાં નગરશેઠ ધનશ્યામદાસ સાઠ વર્ષની જૈફ ઉમ્મરે ધાટણ જોડે પરણ્યા, લગ્નગ્રંથિથી જોડાયા, ધાટણને ઘરનો કારોબાર સોંપ્યો. એટલે અમારું કંકણપુર ગામ એકલું જ નહિ, પણ આખું કાઠિયાવાડ, ગુજરાત અને મહાગુજરાત બધાં સળવળી ઉઠયાં, અજાયબીથી દંગ થયાં અને ઘરડે ઘડપણ, ધનશ્યામદાસ જેવા સનાતની એકમાર્ગી શેઠને આ શું સૂઝયું, એ વિશે વિમાસણમાં પડ્યાં.

ધનશ્યામદાસ શેઠને કાંઈ કમી નહોતી. કાઠિયાવાડમાં વેપાર કરી એમણે પુષ્કળ દોલત મેળવી હતી. એ પાંત્રીસ લાખના આસામી ગણાતા હતા. ઘેર ત્રણ દીકરાઓ હતા. દીકરાઓની વહુઓ હતી, અને બહોળું કુટુંબ હતું. કાઠિયાવાડમાં અને ગુજરાતમાં તેમજ ગુજરાત બહાર શેઠનાં અનેક જીનો હતાં. રૂનો, કપાસિયાનો અને તેલનો તેમનો બહુ બહોળો વેપાર હતો. તેલ તો આખા કાઠિયાવાડનું એકહાથ કરી. એમણે આખાં કાઠિયાવાડની જનતાનો હાયકકળાટ વહોરી લીધો હતો,

ઘેર ભેંસો હતી, ગાયો હતી, દૂઝાણું હતું, એમ શેઠ બધી વાતે સુખી હતા. વળી ગામમાં ધનશ્યામદાસ શેઠ લબ્ધપ્રતિષ્ઠિત ગણાતા હતા. ગામના વૈષ્ણવ મંદિરમાં એમણે શ્રીનાથજીની ધજા પણ ચડાવી હતી. અને વારંવાર ગામમાં સખાવત કરી, ગામના આગેવાનોમાં આગલી હરોળમાં આવ્યા હતા.

કંકણપુરના આવા સજ્જન શહેરી ઘરડે ઘડપણ પરણે, અને તે પણ, એક ધાટણ સાથે, ઘરની નોકરડી સાથે. એ ઘટના જાણી આખું ગામ ચમકી ગયું હતું.

લોકો કહેતા કે ધનશ્યામદાસ શેઠના આ લગ્નસાહસમાં કંઈક દાળમાં કાળું છે. પણ, શેઠના નિકટના પરિચયમાં આવનાર એમના સ્નેહીઓને,

આ ઘટના કેમ બની હશે, એ સમજાતું નહોતું. કારણ કે શેઠ જુવાનીમાં, વેપાર અંગે દિલ્હી, કલકત્તા અને મુંબઈ ઘણાં વર્ષો રહ્યા હતા, પણ વેપારમાં એટલા બધા રચ્યાપચ્યા રહેતા કે રસિકતા કે રંગત માણવાની એમને જરાય પુરસદ રહેતી નહી. એમના સ્વભાવમાં જ વિલાસી વૃત્તિ કદી અગાઉ દેખાઇ નહોતી. શેઠની પંચાવન વર્ષની ઉંમરે એમના પત્ની ગુલાબકુંવર અવસાન પામ્યાં હતાં, અને ત્યારથી શેઠ વિધુર અવસ્થા ગાળતા હતા. લોકો કહેતા કે, ગુલાબકુવરને ઘનશ્યામદાસ શેઠ પૂજતા હતા. એમનો પડયો બોલ ઊંચકતા હતા અને ગુલાબકુંવર બહુ ધરમી હતા. એમની પાઠપૂજા, દેવદર્શન, બ્રાહ્મભોજનો અને યાત્રાપર્યટણો માટે શેઠ હમેશ સગવડ કરી આપતા અને શેઠના ઓફિસ રૂમમાં, અને શયન ખંડમાં ગુલાબકુંવરનાં બે મોટાં તૈલચિત્રો, ગુજરાતના પ્રખ્યાત ચિત્રકારો પાસે ખાસ ચિતરાવેલાં રાખતા હતા

ઘનસ્યામદાસ શેઠના આ વિચિત્ર પ્રકારના લગ્નથી ગુજરાત–કાઠિયાવાડનાં વર્તમાનપત્રોને દિવસો સુધી ખોરાક મળ્યો હતો. કંકણપુરમાં અને બીજાં ગામોનાં તેમની નાતના યુવકોએ સભાઓ ભરી, શેઠના આ પગલાં સામે ફિટકાર વરસાવતા ભાષણો ઝીંક્યા હતાં, અને એક–બે સાહસિક યુવાનોએ તો અદાલતને આગણે ધા નાખી શેઠનું એ પગલું કાયદેસર હતું કે કેમ તે વિષે પ્રશ્ન ઉઠાવ્યો હતો. અને તે વખતે એ વાત જાહેરમાં આવી કે શેઠે બધું કાયદેસર, રીતસર અને ધોરણસર કર્યું હતું.

એમને ત્યા કામ કરતી ઘાટણ, પાંત્રીસ વર્ષની વિધવા હતી. અને શેઠે પહેલાં આર્યસમાજવિધિ પ્રમાણે લગ્ન કરી, પછી હાઇકોર્ટમાં એ લગ્ન રજિસ્ટર કરાવ્યાં હતાં. અને પરણ્યા પછી પોતાની મીલકતનો તમામ વહીવટ એ ઘાટણને સોપી દીધો હતો.

શેઠની દોલતના બળથી, એમની સામેનો ઉહાપોહ ઠંડો પડી ગયો. કંકણપુરની એમની નાતના પટેલ તરીકે તેઓ ફરીવાર, ચૂંટાઇ આવ્યા. અને કંકણપુરથી વઢવાણ ગયા; ત્યારે ત્યાંના યુવક મંડળે

એમના માનમાં સત્કાર સમારંભ યોજ્યો, અને કેટલીક જાહેર સંખાવતોમાં મોટી રકમોનાં દાન કરી, ઘનશ્યામદાસે પોતાની ગુમાવેલી પ્રતિષ્ઠા ફરી પાછી સંપાદન કરી.

એમના નવાં લગ્ન પછી, હું બેત્રણ વખત ઘનશ્યામદાસ શેઠને બંગલે ગયો હતો, અને મેં જોયું હતું કે એમની નવી પત્ની કાશી, એમની અનન્ય ભાવે સેવા કરતી હતી. અને ગુલાબકુંવરનો શોક, શેઠ ભૂલે એ જાતના દરેક પ્રયત્નો કરતી હતી. દરમ્યાન શેઠને હૃદયરોગ લાગુ પડયો. આ દુનિયાના પોતે થોડા દિવસના મહેમાન છે, એ વાતની તેમને પ્રતીતિ થઈ. એટલે, પોતે ઓચિંતા અવસાન પામી જાય, એ પહેલાં પોતાના નવા લગ્ન વિશે, જે સંબંધમાં આખા ગુજરાત-કાઠિયાવાડમાં ખૂબ ઉહાપોહ જાગ્યો હતો, તે વિશે ખરી હકીકત, સાચો ખુલાસો જાહેર જનતા આગળ કરી નાખવાનો તેમણે નિરધાર કર્યો. અને મારી સૂચનાથી આપણા રાજદ્વારી નેતાઓ, છાપાંના પ્રતિનિધિઓની પ્રેસ કોન્ફરન્સ બોલાવે છે, એવી એક પ્રેસ કોન્ફરન્સ ઘનશ્યામ શેઠે બોલાવવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ સવારે, એમને બંગલે, છાપાંના પ્રતિનિધિઓ ભેગા મળ્યા. એકલા કાઠિયાવાડનાજ નહિ, પણ ગુજરાત, દિલ્હી અને મુંબઈના પ્રતિનિધિઓ પણ આવ્યા હતા. શેઠે છાપાંઓના પ્રતિનિધિઓને સંબોધીને કહ્યું કે, 'ભાઈઓ, મોટી ઉમ્મરે માણસ ઘરભંગ થાય, એના જેવી આપદા બીજી એકકે નથી. મારી ગુલાબ ગઈ. હું એકલો પડી ગયો. ઘેર છોકરાઓની વહુઓ હતી. પણ એ બધી શહેરમાંથી આણેલી, શ્રીમંત બાપોની બેટીઓ હતી. પૈસાનો મદ, મારા કરતાં એમને વધુ હતો. કિશોરવયમાં અને જુવાનીમાં, મેં તો પરસેવો પાડી વૈતરું કર્યું હતું. જ્યારે આ તો શ્રીમંતાઈના સિંહાસન પર પરણીને તરતજ બેસી ગઈ હતી. હું જરા જૂના વિચારનો ખરો, વહુઓ રસોયો રાખવા કહેતી; પણ હું રાખતો નહિ. ગુલાબે મારી ગરીબીમાં અને શ્રીમંતાઈમાં હાથેજ રોટલા

ધંધા હતા. મુંબઈ અને સૂરતની સુંવાળી સ્ત્રીઓને મારા ઘરમાં હાથે રસોઈ કરવી પડતી તે જરા આકરું લાગતું.'

'એટલે મેં વિશ્વાસ મૂકી, મારી તિજોરીની ચાવી અને કબાટની ચાવીઓ વહુઓને સોંપી દીધી હતી. અને વહુઓ મારી ગુલાબના દાગીના કે લૂગડાં પહેરે એનો મને વાંધો નહોતો. પણ સાસુનાં એ કપડાં અને દાગીના માટે વહુઓ અંદર અંદર લડતી અને નાણાંની કોથળીની સત્તા એમના હાથમાં આવવાથી, હું પોતે ઘરનો માલિક છું એ હકીકત વહુઓ વીસરવા લાગી. બુઢ્ઢાને તો ગમે તે આપીશું તો ચાલશે, એ મનોવૃત્તિથી એ પનોતાં પગલાંની પુત્રવધુઓ કામ કરાવી માંડી.'

'ગુલાબના જીવતાં મારે ત્યાંથી આખું ગામ છાસ લઈ જતું. અને લગ્ન કે એવા મંગલ પ્રસંગે, મારે ત્યાંથી દાસ–વાસણ–ગાદલાં વગેરે લઈ જતાં, પણ આ નવી ફેશનેબલ વહુઓ આવ્યા પછી, એ બધું ટળી ગયું.'

'એક દિવસ હું જમવા બેઠો ત્યારે મારા મોટા છોકરાની વહુએ એના ધણીની થાળીમાં ઘીવાળી રોટલીઓ મૂકી, કઢેલા દૂધનો મોટો ચાંદીનો પ્યાલો મૂક્યો, માખણનો નાનો સરખો પિંડો મૂક્યો અને મારી થાળીમાં માત્ર બાજરાનો રોટલો, અને પાણી જેવી છાસ જ મૂકી. શાક તે દિવસે બહુ સ્વાદિષ્ટ થયું હતું, એટલે છોકરાઓએ વધારે પડતું ખાવાથી મારે માટે રહ્યું જ નહોતું. મારી બિચારી નોકરડી કાશીની આંખમાં, મારી આ પરવશ સ્થિતિ જોઈ આંસુ આવી ગયા. એણે તરત જ થોડાક મૂળાનાં પતિકાં સમારી મારે માટે શાક વઘારી દીધું.'

'મારી ઉમ્મર થઈ. મારી સેવા કરનાર વ્યક્તિ જોઈએ. છોકરાની વહુઓ લાજ કાઢે. ડોસા ક્યાં છે, શું છે, તેની ખબર કોઈ ન કાઢતાં હોય ત્યારે ડોસા તાવમાં પટકાઈ ત્યારે આવી પુત્રવધુઓ કેવીક સેવા કરે તે તમે જ સમજી લ્યો.'

'એ છાસ અને રોટલાના પ્રસંગ પછી, મારૂં માથું ફાટ્યું. કાશીને લઈ હું મુંબઈ ગયો. તેની જોડે રીતસર લગ્ન કરી નાંખ્યાં. એ ખાનદાન નોકરડીએ પહેલાં તો લગ્ન કરવાની ના પાડી. તે બોલી કે હું એમને એમ વગર પરણ્યે પણ તમારી સેવા–ચાકરી કરીશ. મેં તમારૂં ઘણાં વર્ષો લૂણ ખાધું છે. પણ મારે તો મારી ફેશનેબલ વહુઓને બોધપાઠ આપવો હતો અને મારી આંખ મીંચાય પછી કાશીને કોઈ કાઢી ન મૂકે તે પણ મારે જોવું હતું. આ ઉમ્મરમાં મેં જોયું કે મારી સાચી સગી એ જ હતી.

'મુંબઈથી પાછા આવી, મેં હાંક મારી, મારી પુત્રવધુઓને બોલાવી, અને કહ્યું કે તમારી નવી સાસુને પોંખો! હવેથી ઘરની શેઠાણી એ છે. તિજોરી અને કબાટની ચાવી એને આપી દો. હવે ડોસાને છાસ ને રોટલો પીરસવાની તકલીફ તમારે નહિ લેવી પડે.'

'એમનાં સગાં અને નાતીલાઓની ભંભેરણીથી ત્રણે વહુઓ અને છોકરાઓ જુદાં થયાં. અને મેં મારૂં વિલ કરી નાખ્યું છે. મારૂં ઘર, મારૂં આ મકાન, અને પચાસ હજાર રૂપિયા કાશીના નામ પર કર્યાં છે. સાડાચોત્રીસ લાખનું ટ્રસ્ટ કરી શહેરના ચાર પ્રતિષ્ઠિત સજ્જનો અને કાશીને તેનાં ટ્રસ્ટી બનાવ્યાં છે.'

'ભાઈઓ કાઠિયાવાડની રાંક જનતાને મેં મારી ધનલોલુપતાથી ખૂબ ખૂબ આજ દિન સુધી લૂંટી છે. માતબર દોલત ભેગી કરી છે. પણ મારો અનુભવ એ છે કે, પૈસો સુખ નથી આપી શકતો. માણસનું દિલ અને સેવા ઘડપણમાં સુખશાંતિ આપે છે. મેં મારા ટ્રસ્ટીઓને કહી રાખ્યું છે કે કાઠિયાવાડની ગરીબ જનતાને સસ્તું કાપડ, સસ્તું અનાજ અને ચીજવસ્તુઓ સસ્તી કેમ મળી શકે તેનો પ્રબંધ કરવો. આ માટે એકલા કંકણમાં જ નહિ, પણ આખા કાઠિયાવાડમાં ગામેગામ કાશી–ભંડારો ઉઘાડવામાં આવશે. અને ત્યાંથી જનતાને બધી સવલતો મળશે.

'મારાં છોકરાં–વહુઓ દુઃખી ન થાય એ માટે પણ મેં પ્રબંધ કર્યો છે. પાંચ લાખની દોલત એમને માટે જુદી રાખી છે. અને એમને ભૂખે મરવાનો વખત આવે ત્યારે જ અરજી કરવાથી ટ્રસ્ટ એમને પેટિયું બાંધી આપશે. આ રીતે મેં મારા છોકરાઓ અને વહુઓનું લક્ષ્મીનું ગુમાન ઉતારવા માટે આ પગલું ભર્યું છે!'

'કાશી ઘરની માલકણ બન્યા પછી આખું ગામ મારે ઘેરથી ગુલાબના વખતના શિરસ્તા મુજબ છાસ લઈ જાય છે, એટલું જ નહિ, પણ ગામમાં કોઈ ઓળખીતું માંદું પડે, અથવા પડોશમાં કોઈ ભીડમાં આવી પડે તો કાશી ત્યાં જઈ તેમના દવાદારૂની તેમ જ જોઈતું કરતું કંઈ હોય તેની બધી સગવડ કરી આપે છે.'

'હવે આપ પત્રકારો પોતે જ વિચાર કરો કે મેં લીધેલું પગલું કઈ રીતે ગેરવાજબી છે? હા, હું કાશીના હાથનું ખાઉં છું. વૈષ્ણવ–મરજાદમાંથી હું ચૂક્યો હોઉં તો શ્રીનાથજી મને માફ કરે. પણ, ઘડી બે ઘડીમાં ક્યારેક બંધ પડી જનારા મારા આ બુઢ્ઢા હૃદયની ખરી માવજત કરનાર કાશીનો હું ઋણી છું.'

થોડાં જ વરસો પહેલાં ઘનશ્યામદાસના નામ પર શુભ વિશેષણોના ચાંદ લટકાવનારા તમે લોકોએ એ ચાંદ પાછા ઝૂંટવી લેતાય વાર લગાડી નહોતી. હવે તમારે મને વખાણવો હોય કે વખોડવો હોય તે તમે જાણો! મેં તો મારા ખરા દિલનો એકરાર તમારી આગળ રજૂ કર્યો છે.

'પરણ્યા પછી મારે ઘેર આવીને ઉમ્બરામાં જ મેં મારી પુત્રવધુઓને કહ્યું હતું કે, 'વહુ બેટા, આ તમારી નવી સાસુને પોંખો!' આજે હવે હું તમને પત્રકારોને પણ કહું છું કે મારી પત્નીને પોંખો! કારણ કે માનવતાનો માર્ગ મને કાશીએ જ બતાવ્યો છે.'

☆

# ૨૨. અ બો લા

સરલા અને શશીકાન્ત પરણ્યાને પુરા બે વરસ નહિ થયા હોય ત્યાં બન્નેના મન ઉંચા થઈ ગયા. આજકાલના યુવાન છોકરા છોકરીઓના મન કોઈને પૂછ્યા કર્યા વગર ઓચિંતા ઉંચા થઈ જાય અને ઓછામાં પુરી મોકાણ એ કે મહાત્મા ગાંધીજીના મૌનવારની નકલ કરી એક દિવસનું નહીં પણ બાર બાર દિવસનું મૌન પાળે અને એક બીજાથી અબોલા લે, અને ઘરવ્યવહારમાં જ્યારે અબોલાનો સમય ચાલતો હોય ત્યારે નાટકના પૂતળાંઓ માફક ઇશારાથી વાતો કરે.

મારા પણ ક્યાં ભોગ લાગ્યા કે એક દિવસ પરામાંથી મુંબઈ કામ હતું એટલે ઘણો વહેલો નીકળ્યો. એટલે મારા જુના દોસ્ત શશીકાન્તને ત્યાં જમવાનો વિચાર મેં રાખ્યો. શશીકાન્તની પત્ની સરલાને પણ હું ઓળખતો હતો. મારા મિત્રની એ દિકરી હતી. અને નાનકડી રમકડાં જેવી હતી, ત્યારથી હું તેને રમાડતો. એટલે શશીકાન્તને ત્યાં મહેમાન થવામાં મને કાંઈ સંકોચ થાય તેમ ન હતો.

હું શશીકાન્તને ઘેર ગયો ત્યારે એ બહાર ગયો હતો. સરલા મને જોઈ ઘણી ખુશ થઈ. એ મને કાકા કહી સંબોધતી. એને ત્યાં હું જમવાનો છું જાણી એ વધુ ખુશ થઈ અને બોલી કે, “રસોઈ તૈયાર છે. હું થાળી પીરસુ છું. તમે જલદી જમી લ્યો.”

મેં કહ્યું: “જ્યાં સુધી શશીકાન્ત પાછો ન આવે ત્યાં સુધી હું જમવા નહિં બેસું. વરસ છ મહિને મિત્રને ત્યાં આવ્યો અને એને જ ત્યાં એની પહેલાં જમવા બેસી જવું એ અવિનયની પરાકાષ્ટા કહેવાય...”

મારો જવાબ સાંભળી સરલા મારી સામે તાકીને જોઈ રહી. એ કાંઇ મનમાં મુંઝાતી હોય તેમ મને લાગ્યું. પણ તે મારી સાથે દિલ ખોલીને વાત કરી શકતી ન હતી, ફરી એ આગ્રહ કરીને બોલી:

"કાકા ઠીક કહું છું; તમે જલદી જમી લ્યો."

"અરે પણ શશીકાન્તને આવવા તો દે."

"એ તો આવશે ગમે ત્યારે. તમે તમારે જમી લ્યોને"

"ઘરના માલિકની ગેરહાજરીમાં તેની પહેલાં ખાવું સારું નહીં"

"તમે ક્યાં પારકા માણસ છો? જુના દોસ્ત અને મારા કાકા છો. તમે જમી લ્યો. એમનું ઠેકાણું નહિં, આવે પણ ખરા અને ન પણ આવે. તમે ભૂખ્યા રહી જશો, અને આવશે તો પણ એની ભેગા જમવામાં તમને મઝા નહિ રહે."

સરલાની સંદિગ્ધ વાણી સાભળી શશીકાન્ત વગર ન જમવાનો મારો નિશ્ચય દ્રઢતર થતો ગયો. એના પતિના પહેલા એ મને જમાડી નાખવા, કેમ આતુર હતી તે વાત મને તે વખતે સમજાઇ ન હતી.

દોઢ કલાક પછી શશીકાન્ત આવ્યો એ પહેલાં આગલા ઓરડાના હિંચકા ઉપર હું બેસી રહયો હતો અને સામેની ખુરશી પર બેસી સરલાએ અલકમલકની વાતો હસીહસીને મારી સાથે કરી હતી. પણ શશીકાન્ત ઓરડામાં દાખલ, થતાંજ સરલા ખુરશી પરથી ઉભી થઈ ગઈ. સાડલો આખો ઓઢી મોંનો તોબરો ચઢાવી રસોડામાં ચાલી ગઈ અને શશીકાન્ત પણ હિંચકા ઉપર મારી બાજુમાં બેઠો અને તેણે એક ઉંડો નિશ્વાસ નાખ્યો.

"શશીકાન્ત, જાણે માથા ઉપર દુ:ખનો ડુંગર તોળાયો હોય એવું ચિંતામગ્ન વદન તારું કેમ છે?"

"દોસ્ત પરણીને હું પસ્તાયો. અમે સ્નેહલગ્ન કર્યાં. પણ મારા સંસારમાં હોળી સળગી ગઈ. સરલાને અને મારે આજ બાર બાર દિવસથી અબોલા છે. હવે એ મારામાં રસ નથી લેતી. પરણ્યા પહેલાં બસ સ્ટેન્ડ આગળ બબ્બે કલાક સુધી તે મારી પ્રતિક્ષા કરતી હતી. તેને હવે મારી

દરેક વાતમાં ઉંધુ પડે છે. એ મારી સામે મોઢું ચઢાવી ફર્યા કરે છે. અને હું જે કાંઈ કહું તેનાથી ઉંધુ જ કાર્ય કરે છે."

મારી અને શશીકાન્ત વચ્ચે ઉપલો વાર્તાલાપ ચાલતો હતો, તે વખતે અંદરના ખંડના દરવાજા આગળ કાન દઈ સરલા બધી વાત સાંભળતી હતી. દરમિયાન એક વાત મેં જોઈ હતી કે અંદરના ખંડમાં જતા પહેલાં સરલાએ ઓરડીની બહાર ચાલીમાં બેઠેલા રામાને કાંઈ ઝડપી સુચનાઓ આપી દીધી હતી.

અમે હિંચકતા હતા. ત્યાં શશીકાન્તને કાંઈક યાદ આવ્યું અને મારા તરફ જોઈ તેણે પૂછયું કે, "ભાઈ તમે દોઢ કલાકથી બેઠા છો. તમારા મિત્રની પુત્રીએ તમને ચા બા પાયો કે નહિ?" આટલું બોલી તેણે તાળીઓ પાડી. અંદરના ખંડમાંથી સરલા બહાર આવી. અને તેની આગળ જમણી હથેલી મોં આગળ લઈ જઈ રકાબીનો અભિનય કરી માથું ધુણાવી શશીકાન્તે પુછયું કે "આ તારા મુરબ્બીને ચા આપ્યો કે નહિ?"

જવાબમાં અંદરના ખંડમાં જઈ ચાના બે પ્યાલા લઈ આવી અને હિંચકા આગળ એક નાનકડા લાકડાનું ટેબલ મૂકી શશીકાન્ત તરફ જોઈ પોતાની આંગળી પોતાના લમણામાં લગાડી એવું સુચન કર્યું કે, "તમારા કરતાં મારામાં અકકલ વધારે છે."

ચાને ઈન્સાફ અપાયા પછી સરલાએ મોં આગળ આંગળાથી ભોજન જમવાનો અભિનય કરી અમને બંનેને ઈશારાથી સમજાવ્યું કે રસોઈ તૈયાર છે: થાળી પીરસી છે.

અમે બંને અંદર જમવા ગયા. ત્યાં પણ મૂકનાટક જ ચાલુ હતું. ઈશારાથી શશીકાન્ત મને ખાદ્યપદાર્થો પીરસવા સરલાને સૂચન કરતો. અને જાણે ઝઘડાળાં હોય એમ બંને જણા ઉશ્કેરાટથી જ વાત કરતાં. આ નવા જોડાંના આ જાતના વિચિત્ર આભનયથી મને દયા પણ આવતી, તેમજ રમુજ અને આનંદ પણ આવતો. અબોલાને લીધે ઘરનું વાતાવરણ બધું અકુદરતી અને વિચિત્ર લાગતું હતું.

જમીને હું અને શશીકાન્ત ઘરની બહાર નીકળી ગયા, રૂમમાં મેં તેની જોડે તેના દંપતી જીવન વિષે વાતચીત કરી, મેં કહ્યું. "સરલાને હું ઓળખું છું. તેનો બાપ મારો મિત્ર થાય છે. કુળવાન અને સંસ્કારી કુટુંબમાં એ ઉછરી છે. એ આડે માર્ગે જાય એવી છે? નહિ તો પછી તમારાં વચ્ચેના વૈમનસ્યનું કારણ શું છે?"

"સરલાના ચારિત્ર્ય વિષે તો મને પણ શંકા નથી." શશીકાન્તે કહ્યું: "એ સંસ્કારી અને સુશીલ છોકરી છે એ હું પણ જાણું છું, પણ મારાં કયા વર્તનથી એને ખોટું લાગે છે એ જ મને સમજાતું નથી મારા સ્વતંત્ર ફ્લેટમાં હું એને રાખું છું, લુગડાં લત્તા આપું છું, ઘરેણાં આપું છું અને તહેનાતમાં રામો પણ આપું છું. તેમ હું કશું ય મારઝુડ કરતો નથી મને કોઈ પણ જાતનું વ્યસન નથી. હું જુગારી નથી. શરાબી નથી. હિંદુ ધર્મની નજરે હું આદર્શ પતિ છું. છતાં ય સરલા મોંનો તોબરો ચઢાવી કેમ ફર્યા કરે છે તે જ મને સમજાતું નથી ભાઈ મારા સંસારમાં તો આગ લાગી છે." ઉંડા નિશ્વાસ નાખી શશીકાન્તે ઉપલા ઉદ્ગાર કાઢ્યા.

"આગ લાગી હશે તો બંબો બોલાવશું. તમારા બેઉના જીવનનો કલહ મારાથી જોવાતો નથી. સરલા જોડે વાત કરી હું તને બતાવીશ."

બે દિવસ રહીને સરલાને એકલો મળ્યો. એના ધણીના કયા દૂષણથી તેને માઠું લાગે છે એ પૂછ્યું. સરલાએ પણ આંખમાંથી આવળા ભાદરવો વરસાવી શશીકાન્તની માફક નિસાસો નાખી ઉદ્ગાર કાઢ્યા કે "મારા જીવનમાં હોળી પ્રગટી નીકળી, મારો અવતાર એળે ગયો. પ્રેમ લગ્ન છે. મેં એ વખતે કંઈ કંઈ ઉંચી આશાની ઇમારતો બાંધી હતી તે બધી ય જમીનદોસ્ત થઈ ગઈ. મારો સંસાર કાળો ઝેર જેવો થઈ ગયો. હવે તો મને સન્યાસીની થઈ ક્યાંક ચાલી જવાનું મન થાય છે."

વચમાં જ તેને બોલતી અટકાવીને મેં કહ્યું: "સરલા! બેન! તું કાઢ. તને શશીકાન્ત તરફથી શું દુ:ખ છે? તને મારેઝૂડે છે? જુગારી કે વ્યસની છે?"

"ખોટું નહિં કહું. કાકા! એમ તો એ પણ પૂરેપૂરા ગૃહસ્થ છે બહુ સીધી લાઇનના માણસ છે. રૂ બજાર અને મારવાડી બજારમાંથી મોડા આવે એટલું જ બાકી કોઈ અપલક્ષણ એમનામાં નથી. પણ પરણ્યા પહેલાં એમનામાં જે આવેગ હતો તે લગ્ન પછી ઠંડો પડ્યો છે. એ યંત્રવત બની ગયા છે. હું એમને ખુશ કરવા નવી નવી જાતની રસોઇ હાથે બનાવું પણ એ પ્રશંસાનો એક શબ્દ પણ ન ઉચ્ચારે. એમને રીઝવવા હું નવા નવા કપડાં પહેરૂં પણ એમનામાં કલા દ્રષ્ટિ જ નથી. અને રાતે મને એમ થાય કે એ બે ઘડી મારી પાસે બેસી થોડી વાતચીત કરે. પણ જમી રહ્યા પછી એ તો સીધા પથારીમાં જઈ પાટીયાની માફક લાંબા સૂઈ ઘસઘસાટ ઉંઘી જાય. મને બધી સગવડો આપે પણ મારા દિલને ઓળખે નહિં તો મારે એ બધો વૈભવ શું કામનો?"

મને દિવા જેવી એ વાત સમજાઈ ગઈ. માનસશાસ્ત્રના અભ્યાસથી હું કળી ગયો કે સરલા મોટી થઈ હતી છતાં બાળક અને રમતીઆળ સ્વભાવની હતી. એને રમાડે, રીઝવે અને આવેશથી પ્રેમ કરે એવા પતિની એને જરૂર હતી. સંવનન વખતે શશીકાન્ત વધારે આવેશવાળો હતો પણ પરણ્યા પછી એ ઠંડા પાણીના માટલાં જેવો બની ગયો હતો. બંને વચ્ચે ઉંચા મન થવાનું એ જ કારણ હતું. શશીકાન્તને વિદ્વાન અંગ્રેજ લેખકોએ લખેલા જાતિય વિજ્ઞાનના કેટલાંક પુસ્તકો આપ્યાં અને શશીકાન્તને સમજાવ્યું કે સ્ત્રી એક તંત્રવાદ્ય છે. બુધ્ધિમાન પતિએ એ તંત્રીવાદ્ય કેમ વગાડવું એ જાણવું જોઇએ. સ્ત્રીઓને દિલ જોઇએ છે. માત્ર દુનિયા સુખસગવડોથી કદીએ રીઝાતી નથી."

મારી સલાહ શશીકાન્તને ગળે ઉતરી. તેને તેની ભૂલ સમજાઈ. એ ફરી પાછો પરણ્યા પહેલાનો આશક બની ગયો. સરલાને રમાડી તે તેના દિલનો સ્વામિ બન્યો.

★

# ૨૩. કૉલેજ કન્યા અને અવાલી

હું એને બાપુ કહીને જ બોલાવતો. એનું આખું નામ તો વજેસંગ હતું. મારા ગામના કાઠી દરબારનો એ ફટાયો કુંવર હતો. દરબાર શાણા હોવાથી એણે પોતાના બીજા ફટાયા કુંવરોની માફક વજેસંગને સારી કેળવણી આપી, મુંબઈની મેડીકલ કૉલેજમાં દાખલ કરાવ્યો હતો. વજેસંગ એ કૉલેજના પહેલા વર્ષમાં અભ્યાસ કરતો હતો. મરીન ડ્રાઇવ પર એક મકાનમાં એક નાનો ફ્લેટ એને મળી ગયો હતો તેમાં એ અને તેનો એક બે પટાવાળા રહેતા હતા. તેનું રસોઇપાણીનું કામ તેનો ખવાસ કરતો હતો.

દરરોજ સાંજે તેના મકાનની સામે આવેલી મરીન ડ્રાઇવની પાળ પર હું જઇને બેસતો અને એ કાઠી યુવાન મુંબઇના પોતાના અનુભવો મને કહેતો હતો અને મુંબઇના લોકોની કેટલીક રીતભાતોથી એ નવાઈ પણ પામતો હતો. નીચલી વાત એણે પોતે જ મને કહી હતી એના શબ્દોમાં જ એ હું રજુ કરૂં છું.

"તારા મુંબઇના ગુજરાતીઓથી તો તોબા. જરા જરામાં કાયદો ને રીતસર ને ધોરણ ને એવી વાતું બધી આવે. આપણે તો કાઠીભાઈ રહ્યા. એક ઘા ને બે કટકા! પણ મારા પડોશી મારી બાજુના ફ્લેટમાં રહે છેને? તું ઓળખછ, પેલા મણિભાઈ. એણે મારૂં માન્યું નહિ અને ચોળાને ચીકણું કર્યું. કાયદો ને વ્યવસ્થા જાળવતાં ખરચના ખાડામાં ઉતરી ગયા ને હાથમાં હીંગનોય માલ નહોતો."

"પણ તું સીધી વાત કરને, શું કહેવા માગે છે?" મેં કહ્યું.

"હું કંઈ તારી આગળ લવારો નથી કરતો. હું જે બોલું છું એમાં હું જે તને કહેવા માગું છું એ વાતજ હાલી આવે છે."

મુંબઇમાં રહેતો હતો છતાં વર્જેસંગની ભાષામાંથી હજી કાઠીયાવાડના તળપદા શબ્દો ગયા ન હતા. એ ફુટડો જુવાન હતો. છ ફુટ ઉંચો, કડીખમ બાંધો, પહોળી છાતી અને પલંગના પાયા જેવા મજબુત હાથ અને ગૌર મોઢા પર કૈસર અને અનવર પાશા માફક એ વાંકડી મુછ રાખતો. ગ્રાંટ મેડીકલ કોલેજના, પચરંગી, કોમતા તોફાની વિદ્યાર્થીઓની મશ્કરીની પરવા કર્યા વિના રીતસર કોલેજમાં સાફો બાંધી જતો અને પોતાનો કાઠીયાવાડી સુરવાળ અને અચકન તેણે છોડયા ન હતા. રાજગાદી તો તેના મોટા ભાઇને મળવાની હતી પણ 'રાજબીજ હોવાનું' તેને ગુમાન જરૂર હતું.

તેણે પોતાની વાત આગળ ચલાવી. "જો તે તને હું એમ કહેતો હતો કે મારી બાજુમાં પેલા મોટા ફ્લેટમાં મણિભાઈ શેઠ રહે છે ને એને ત્યાં એક દિવસ ભારે ગભરાટ ફેલાયો. એની છોકરી કોલેજમાં જાય છે તે ઘેર આવી રડવા લાગી. એને જોઈ એની મા રડી. સાંજે મણિભાઈ ઘેર આવ્યા ત્યારે મા દિકરીની વાત સાંભળી એ પણ ગળગળા થઈ ગયા. એમણે એમની એ કોલેજમાં જતી છોકરી સરયુના મામા ડાહ્યાભાઇને ફોન કર્યો. ડાહ્યાભાઈ વ્યવહારકુશળ ગણાતા હતા. એમણે એમના એક વકિલ મિત્રને ફોનથી બોલાવ્યા અને બધી ચર્ચા કરવા લાગ્યા."

મારે એ કુટુંબ જોડે સારું છે, ઘરવટ જેવો નાતો છે. એટલે અમે એકબીજાના આવાસમાં છુટથી આવજાવ કરી શકીએ છીએ. હું પણ એ બધાની વાતોમાં ભાગ લેવા માંડ્યો. દોઢેક કલાક એક બીજાના કાનમાં વાત કર્યા પછી ખરી વાત પ્રકાશમાં આવી કે સરયુબાળા કોલેજમાં જાય છે ત્યારે કોઇ મવાલી તેની મશ્કરી કરે છે એટલે એ ગભરાઈ ગઈ છે.

પેલા વકીલભાઈ સરયુના બાપાને સલાહ આપતા હતા કે "રીતસર અને કાયદેસર અને ધોરણસર કામ કરવું જોઇએ. પોલીસ કમીશ્નર પર હું અરજી લખી મોકલવાનો છું અને થોડા દિવસમાં બધી વ્યવસ્થા થઇ

જશે. દરમ્યાન એ મવાલી કોણ છે તે જાણવા માટે કોઈ પ્રાઈવેટ ડીટેક્ટીવ રોકવાનો મારો વિચાર છે." એ વકીલ મારા પડોશીને ખરચના ખાડામાં ઉતારતો હતો એ મારાથી સહન ન થયું. મને કોઈએ પુછ્યું નહોતું તોય મેં વચમાં ટાપસી પુરી કે "કોઈને લખવાની જરૂર નથી. હું કાલે સરયુને કોલેજમાં મુકી આવીશ અને મવાલી કોણ છે તે જોઈ લઈશ. સાલા, આઠ હાથની એકજ અડબોતથી એના બત્રીસે દાંત કાઢી નાખીશ."

પણ વકીલ સાહેબને મારી સલાહ રૂચી નહીં. સરયુના મામા પણ એમ. એ. થયેલા. એ બોલ્યા કે "દરબાર, આ કાઠિયાવાડ નથી, મુંબઈ છે. આપણે સમાજમાં રહેવું છે. મુંબઈમા તો કાયદેસર, ધોરણસર અને રીતસર બધું કરવું જોઈએ, વળી તમે કાઠી રહ્યા, લડાયક જાત, અમે વેપારી જાત, અમારાથી આંય ચડાવાય નહિ. વળી વાત બહુ ચોળાય તો છોકરીના સગપણમા વાંધો આવે, એ બધું અમારે વિચાર કરીને કામ કરવાનું રહ્યું." એમ કહી એ મામાએ તો મારૂં મોઢું તોડી લીધું.

હું કંઈ બોલ્યો નહીં, પણ તમારા મુંબઈના ગુજરાતીઓની આ મનોવૃત્તિ જોઇ મને બહુ નવાઇ લાગી અને આ સંઘ કાશીએ કેમ પહોંચે છે. એ જોવાનું મને કુતૂહલ થયું. સરયુને હેરાન કરનાર મવાલી ક્યારે પકડાય છે એ પ્રશ્નમા હું પણ રસ લેવા માંડ્યો.

પેલા વકીલ સાહેબની ભલામણથી ડાહ્યાભાઈએ જે ખાનગી ડીટેક્ટીવ રોકયો હતો તે ચની રોડના બગીચામાં પડ્યા પાથર્યા રહેતા કોઈ મુસલમાન અને ઘાટીમવાલીના ફોટા લઈ આવ્યો. ઘાટી વરલી પર એક ચાલમાં ગેરકાયદેસર દારૂ ગાળવાનો ધંધો કરતો હતો. જ્યારે પેલો મીયાં આંકફરકની બેટીંગ લેતો હતો અને કમાટીપુરામાં નાનુ જુગારખાતું પણ ચલાવતો હતો. ડીટેકટીવે અઢાર વેશ પલટા કરી આ બે જણની આટલી બાતમી મેળવી હતી. બંને મવાલી તો હતા જ અને મવાલીપણામાં ગૌરવ લેતા હતા. પોલીસ પણ તેમને સારી પેઠે જાણતી હતી પોલીસના કેટલાક

સેકશનમાં તેમના કેટલાક મિત્રો પણ હતા. પણ એ ડીટેકટીવ સાહેબની બધી મહેનત દળી દળીને ઢાંકણીમાં ઓરવા જેવી થઈ. સરયુએ ફોટામાં એમના મોઢા જોઈ કહ્યું કે "એ બેમાંથી કોઈ નહી."

સરયુનો મામો, એનો વકીલ મિત્ર અને મણીભાઇએ ફરી પાછી મંત્રણા કરી અને "ચોપાટી પરનો જાણીતો મવાલી ન હોય તો બીજો કોઈ મવાલી સરયુને ચાળો કરતો હોવો જોઇએ." એમ વિચાર કરવા લાગ્યા. વકીલ સાહેબે સરયુના બાપ સાથે મુંબઇ પોલીસ કમિશ્નરની મુલાકાત લીધી. એમની ચીઠી લઈ જે સેકશનમાં ચોપાટી આવતી હતી તે ગામદેવીના ઇન્સ્પેકટર પર લાગવગ લગાડી. ઇન્સ્પેકટરે એ યુકિત કહી કે સરયુ જ્યારે સવારે કોલેજમાં જાય અને સાંજે પાછી આવે ત્યારે સાદા પોષાકમાં બે પોલીસના માણસો તેની પાછળ પાછળ જાય અને સરયુના ચાળા કરતો મવાલી દેખાતાં તેને પોલીસ કોર્ટની ભાષામાં કહીએ તો "રેડ હેન્ડેડ" પકડી લે. આવી વ્યવસ્થા કરવામાં આવી હતી. હું પણ બે'ચાર દિવસ એ લોકોની પાછળ પાછળ જતો હતો. ભલે મણીભાઇ કે ભાણાભાઈ અને તેના વકીલ મિત્રે મને વાર્યો હતો છતાં મારા પાડોશીની છોકરીને હેરાન કરનાર એ ગુંડો હાથમાં આવે તો એને ઝપેટી નાખવા મારા હાથ સળગતા હતા. આપણે કંઈ કાયદો ને વ્યવસ્થાને ઈ બધું ને સમજીએ. ધીંગાણું થાય તો જરા હાથ દેખાડવામાં મજા આવે.

ચારેક દિવસ સુધી તો સરયુ કોલેજમાં ગઇ ને આવી તે વખતે માર્ગમાં કોઈ મવાલી દેખાયો નહિ, પણ પેલા સાદા—કપડાવાળાનું રોજનું ભથ્થું મણીભાઈ પર ચડયા કરતું હતું. પણ પાંચમાં દિવસે સરયુએ એ માણસ સામે આંગળી ચીંધી અને પેલા બેઉ જણા ચોપાટીના લેવલ ક્રોસીંગ આગળ આવેલા એક ઇરાનીના હોટેલના ઓટલા પર ધસી ગયા અને ત્યાં ઉભેલા એક ઇરાની યુવાનને પકડ્યો. એ ઇરાની યુવાન વીશ બાવીસ વરસની ઉંમરનો હતો. પેલા બેએ તેને પકડ્યા છતાં એક બાજુ

મોઢું અને એક બીજાની આંખથી સરયુ સામે જોઈ મલકાયા કરતો હતો. પકડવા છતાં તેણે ચાળા ચાલુ રાખ્યા હતા.

એટલા પર ધાંધલ થયેલી જોઇ હોટેલનો ઇરાની માલીક બહાર આવ્યો અને પેલા પોલીસના માણસો પાસેથી યુવાનને શા માટે પકડવામાં આવ્યો છે તે હકીકત જાણી. સરયુ અને પેલા પોલીસના માણસોની ભારે અજાયબી વચ્ચે હોટેલનો માલીક ખડખડાટ હસવા લાગ્યો અને બોલ્યો કે "બાઈ તમારી ભૂલ થાય છે અને પોલીસની પણ ભૂલ થાય છે. આ બહેરામ મારા ભત્રીજા થાય છે તે મગજના જરા નબળા છે અને તેની, એક આંખ અને મોઢું હલ્યા કરે છે, તેનુ કારણ તેને લકવા થયેલા છે. મેં ઘણા ઘણા ડાકટરોની દવા કરી પણ સારા નથી થતા. એ બિચારાને પોતાના શરીરનું ભાન નથી ત્યાં તમારી સામે આંખ શાનો મારે? એ બિચારા ઘણા રાંક માણસ છે. એની આખ ફરક્યા કરે છે એટલે તો એટલા પર હું તેને આવવા નથી દેતા."

આ ખુલાસો સાંભળી પોલીસના માણસો ભોંઠા પડી ગયા. એ ઇરાની યુવાન બહેરામ બાપડો ખરેખર નબળા મગજનો અને લકવાની અસરવાળો લાગ્યો. છેવટે સરયુએ જ કહ્યું "હવાલદાર ચલો, મેરા મીસ્ટીક હો ગયા થા."

અને હું પણ મારા હાથની ચળ ઉતારવાની તક ન મળી એનો ખેદ કરતો પાછો ફર્યો. પહેલે જ દહાડે મેં તપાસ કરી હોત તો મણીભાઇને બાપડાને બસો ચારસોના ખાડામાં ન ઉતરવું પડ્યું હોત. પેલા વકીલ સાહેબ તો મીનીટના હીસાબે પોતાની સલાહની કિંમતના રૂપીયા લેતા હતા. જે વાત છૂપી રાખવી હતી એ બચારા આખા માળામાં આજુબાજુ બધે ફેલાઇ. રોજ કોનફરન્સો થાય ત્યારે ખબર પડ્યા વિના કંઈ રહે? આ તમારી ગુજરાતીઓની મનોવૃત્તિ. રીતસર અને કાયદેસર બધું કરવું. આના કરતાં અમે કાઠી ગરાસીયા સારા. એક ઘા ને બે કટકા!



# ૨૪. ગુલાબનો બાપુ

એ માણસે મારી જોડે પરાણે પરિચય પાડ્યો હતો. અને મારી અનિચ્છા હોવા છતાં પણ એણે મારી સાથે ગાઢ સંપર્ક સાધ્યો હતો—અલબત્ત લોકલ ટ્રેન પુરતોજ—એ માણસને ભોળો કહેવો, વાતુડીયો કહેવો, કે રાંક કહેવો, તે વિષે હું હજી સુધી કશો નિર્ણય કરી શક્યો નથી.

બે વર્ષ પરની વાત છે. મુંબઈ જવા લોકલ ટ્રેન પકડવાં વીલેપારલા સ્ટેશન પર હું ઉભો હતો, તેવામાં ઓચીંતાજ મારી પાસે આવી પ્રશ્ન કર્યો કે:—

'ગુલાબને તમે જાણો છો કે?'

'હા, ગુલાબ ઘણી જાતના આવે છે. લાલ ગુલાબ, ગુલાબી ગુલાબ, પીળી ગુલાબ, સફેદ ગુલાબ, એક પારસી નવલકથામાં મેં કાળા ગુલાબની વાત વાંચી હતી, પણ મેં હજી તે જોયું નથી.'

મને ગુલાબના ફુલની વાતો કરતો જોઈ એ પીઢ ઉમરનો લાંબો સોટા જેવો માણસ હસી પડયો. તેના મોઢા પર નિખાલસતા તરવરતી હતી.

'હી હી હી હી ફકીરભાઈ, તમે તો ગુલાબના ફુલની વાત લાવ્યા, પણ હું તો મારા ગુલાબની વાત કરું છું.'

'તમારે ત્યાં બગીચો છે? તમે ગુલાબના છોડ લાવ્યા છો?' મેં સામો પ્રશ્ન કર્યો.

'અરે સાહેબ હું તો ભાડે રહું છું. ગુલાબ તો મારો છોકરો છે, આ વર્ષેજ મેટ્રીકમાં પડયો. ગયે રવીવારે તમે પારલાની શાળામાં ભાષણ કરવા ગયા હતા ત્યારે તમારાથી એ દસ કદમ જેટલો દુર બેઠો હતો, અને એકીટસે તમારા સામું જોયા કરતો હતો. ઘેર આવી તમે

કરેલી વાતો કહી અમને સૌને ખુબ હસાવ્યા. ગુલાબ કહેતો કે હસાવવામાં તો ફકીરભાઈ અવ્વલ નંબરના છે.'

મારી પ્રશંસા સાંભળી હું જરા ખુશ થયો અને 'બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા' એ કહેવત ભૂલી જઈ લંબુસ ભોળા માણસનો ફરજંદ એના જેવો જ લાંબટાંગ હોવો જોઈએ એ ખ્યાલ મનમાંથી ભુંસી નાખી મેં વિનયથી કહ્યું કે:—

"હા, હા, મને યાદ આવે છે. હા, તમારો ગુલાબ મારાથી દસ જ કદમ દુર બેઠો હતો. છોકરો બહુ તેજસ્વી છે, શું એની આંખો ચળકતી હતી! કપાળ પણ કેવું વિશાળ બુધ્ધિસુચક હતું! અને ખોટું ન લગાડશો, પણ વાન તમારા કરતાં ઉજળો હતો."

મેં તો તદ્દન નાળીયું ફેંક્યું હતું, પણ હકીકત સાચી નીકળી. ગુલાબના પિતા ફરી ખી ખી ખી ખી કરી હસ્યા અને બોલ્યા કે "ગુલાબ મારો પહેલો છોકરો છે. એની મા પર ઉતર્યો છે, અને મારા ઘરમાં ગોદાવરી છે ને એ જુવાનીમાં રૂપ રૂપના અંબાર જેવી હતી, પછી બીજી છોકરી થઈ, તે મારા વાનની છે. નામ કંચન પાડ્યું છે, પણ શ્યામળી છે."

પોતાના બીજા ક્યા સગાની મારા આગળ ઓળખાણ આપશે, તેનો ધ્રાસ્કો મને પડ્યો. પણ ત્યા ટ્રેન આવી જતાં હું જરા આગલા એક ડબ્બામાં જઈ ચઢી બેઠો, ત્યાં મારા ભારે ખીજવાટ અને અજાયબી વચ્ચે ગુલાબનો એ પિતા જેને મેં કદી જોયો ન્હોતો એ મારાજ ડબ્બામાં આવી મારી સામેની બેઠક પર જ ખડકાયો અને પાછો મારી સાથે વાતે વળગ્યો.

'ફકીરભાઇ, ગુલાબનું શું કરવું?' એ માણસે મને પુછ્યું.

'એને ભણવા દો' મેં જવાબ આપ્યો.

'નહિ, ફકીરભાઇ, તમારી સલાહ માગું છું. મેટ્રીક થયા પછી ગુલાબને કઇ લાઇન લેવરાવવી?'

'હું તો સલાહ આપું કે તેને બી. એ. થવા દો.'

'અરે, બી. એ. તો ચોમાસાની માખીઓ માફક બહુ ઉભરાઇ ગયા છે. તમે બારીમાંથી કાંકરો ફેંકો અને જરૂર કોઈ બી. એ. ના માથા પર તે પડે.'

'ત્યારે એલ. એલ. બી. થવા દઈ તેને વકીલાત કરવા દયો. તમારે નાણાની ટંકશાળ પડશે."

"અરે વકીલો પણ બહુ ઉભરાઇ ગયા છે. ઘણા તો કોટ પાટલુનનો ખર્ચ કાઢવા પુરતું ય કમાતા નથી. જેનું નામ થઈ ગયું હોય તેમને ઘી કેળાં છે બાકી તો માંડ ૧૦ ટકા મહિને ૨૦૦ ઉપર કમાતા હશે? ઓનરરી મેજીસ્ટ્રેટની કોર્ટો આગળ આઠ આઠ આના અને રૂપીયા માટે કોઇના તરફથી ઉભા રહેતાં મેં વકીલોને જોયાં છે. એટલામાં ઘરની શાકભાજી આવશે. એવો હિસાબ ગણી ઘણા વકીલો સવારના પહોરમાં અનાડી મેજીસ્ટ્રેટોની કોર્ટના દ્વાર આગળ આથડ્યા કરે છે."

'ઠીક ત્યારે, ગુલાબને દાકતર બનાવીએ તો કેમ?'

'નહિ ફકીરભાઇ, દાકતરો એ ઘણા માખમારે આવે છે, અને પછી એ ભણતર મોંઘુ બહુ.'

'ત્યારે ઇજનેરની લાઇનમાં નાખો.'

'હા, એ વાત વિચારવા જેવી ખરી.'

'તેને બી. કોમ. બનાવો અથવા ખેતીવાડીની તાલીમ આપો, તોય ગમે ત્યાં રોટલો રળી ખાશે.'

'વારૂ, પણ વડીલ હું તમને એમ પુછું કે ગુલાબની વલણ કઈ તરફ છે? એને શેમાં રસ છે?'

'ગુલાબને બધી વાતમાં રસ છે. પાના રમવાનો રસ છે, ક્રીકેટનો શોખ છે, તરવા પણ જાય છે, અને સીનેમા તો દર રવિવારે તે જુએ છે, એને તો સીનેમાના એક્ટર થવું છે, પણ હું ના પાડું છું.'

'ગુલાબ રૂપાળો હોય, કદાવર હોય અને અભિનયકળાની તેનામાં કુદરતી શકિત હોય, તો જરૂર તમે તેને એ લાઇનમાં જવા દો.'

'અરે ફકીરભાઇ, શું વાત લાવ્યા! સીનેમામાં તો છોકરા બગડી જાય બગડી. હું તો એને સ્ટુડીઓનો ઉંબરોય ન ચડવા દઉં.'

'તો એને બી.કોમ, બનાવો, વેપારી લાઇનમાં નાંખો. વેપારી ગ્રેજ્યુએટોની અત્યારે ખુબ ખુબ માંગ છે.'

ગુલાબના બાપાને મારી છેલ્લી સુચના ગમી, અને મારી સલાહથી એમને સંતોષ થયો એથી એ બોલતા બંધ થયા. તેમની બેઠકમા લપાઇને એકદમ ઘોરવા માંડયા. અને મેં છુટકારાનો દમ ખેંચ્યો, અને એમના વાર્તાલાપથી બંધ કરવું પડેલું છાપાનુ વાચન મેં પુનઃ શરૂ કર્યું.

ફરી એક વાર રસ્તામાં મને એ મળ્યા અને એકદમ માહિતી આપી કે "ગુલાબ મેટ્રીકમાં પાસ થાય તો એને માટે કન્યાના પાંચ ઠેકાણેથી માંગા આવ્યાં છે. પણ હું તો અંબેલાલની છોકરી ભાનુને જ પસંદ કરૂં છું. અંબેલાલે ૨૦૦૦ નો આંકડો આપવા કબુલ્યું છે."

વાર્તાલાપનો પ્રવાહ લંબાય નહિ એ માટે મેં અંબેલાલ, ભાનુ અને તે આંકડાના પ્રશ્ન સંબંધમાં જરાય રસ ન લીધો, એટલે ગુલાબના બાપા મોંઢામાં બીડીનું ઠીઠું પ્રગટાવી જતો રહ્યો.

આ વાતને બે ચાર મહીના થઈ ગયા પછી એ ગુલાબના બાપા મારાથી દુરને દુર ભાગતા અને મેં એમને જણાવ્યું કે મેં એમને માઠું લાગે એવું વર્તન કદીયે ચલાવ્યું ન્હોતું, છતાંય એ મારી નજીક આવતા નહિ. એટલે એક દિવસ મેં તેમને હુંઢી કાઢ્યા અને ગુલાબ વિષે વાત છેડી, એટલે એ ડોસા એકદમ ઉશ્કેરાઈ ગયા અને બોલ્યા કે "સરકારના પરિક્ષકો હજામ છે, અને ભાનુનો બાપ અંબેલાલ ડબલ હજામ છે. તેણે ગુલાબ જોડેનું સગપણ તોડી નાખ્યું. અને ભાનુને પેલા, નથુભાઇના ચંદુ વેરે આપી. પરિક્ષકો ગમે તેમ, ફાવે તેમ વિદ્યાર્થીઓને

ફેલ કરે અને પછી બાપડાઓનો અવતાર બગડે. ગુલાબ બિચારો ૨૪–૨૪ કલાક વાંચતો હતો, પણ નાપાસ થયો.''

'ફરી ભણવા મોકલો. સાત સાત વખત નાપાસ થઇને પણ પાસ થનારા માણસો પડ્યા છે.'

'હવે ગુલાબને વધુ ભણાવવાની આપણી ત્રેવડ નથી, હું તો હવે રીટાયર થવા માગું છું. રેલ્વેમાં મારા ખાતામાં જ એને કલાર્ક તરીકે બેસાડી દીધો છે. નસીબ હશે તો આગળ વધી મોટો અમલદાર થશે, અને આવડત હશે તો રેલ્વેના ખાતામાં પુષ્કળ મારી ખાશે. ફકીરભાઈ, મને તો હવે ક્યાંય કોઈ વાતમાં કશોય રસ રહ્યો નથી.'

હું પુત્રની એક જ નિષ્ફળતાથી તેનામાંથી અને જીવનમાંથી રસ ઉડાવી નાખનાર એ વિચિત્ર બાપને અજબ કુતુહલતાથી જોઈ રહ્યો. હું પણ કેવો કે ગુલાબના બાપનું નામ યે જાણતો નથી.



## ૨૫. હુકમ બાબાનો: રાજ ભનકાનું

એક દિવસે સવારમાં હું છાપા વાંચતો બેઠો હતો. હૈદ્રાબાદમાં હિંદી સૈન્ય દાખલ થયું અને લેફ-જનરલ ચૌધરી હૈદ્રાબાદ સ્ટેટના લશ્કરી ગવરનર નીમાયા એ બીના છાપાઓમાં હતી.

 *

હું છાપા વાંચીને માંડ પરવાર્યો હતો અને મારા ઘરઘાટીને એકાદ કપ ચા બનાવી નાખવા હુકમ આપવાની તૈયારીમાં હતો, ત્યાં મારી સામેના મકાનમાં રહેતા મી. ફુલચંદભાઈ ફેટાકીયા મારી ઓરડીમાં ધસી આવ્યા અને સીધો પ્રશ્ન પુછ્યો કે "હૈદ્રાબાદમાં હવે હુકમ કોનો ?"

 

પુલચંદભાઈ ગંજીપાની રમતના ભારી શોખીન હતા. સાંજે ઘેર આવી વાળુ કરી તરતજ કોઈ પડોશીને ત્યાં પાના ટીંચવા ચાલી જાય અને એમના મકાનના ત્રીજે માળના એક દિવાનખાનામાં તો તેમણે ચા પાન સોપારી અને બીડીનો ખર્ચ પોતાના માથે લઈ રીતસરની એક 'ગંજીપર કલબ' જ સ્થાપી દીધી હતી. એમના પોતાના ઘરમાં એ બીજાઓને ગંજીપા રમવા કેમ નહિ બોલાવતા હોય, એ વિષે મને ઘણીવાર વમાસણ થયેલી અને પુલચંદભાઈએ ખુલાસો પણ કરેલો કે પાનાની રમત પ્રત્યે એમના પત્ની ફુલકુંવરને ચીઢ હતી એટલે પહેલેથીજ ઘરમાં ગંજીપો ખીસામાંથી કે કબાટની બહાર તેઓ કાઢતા નહી. કારણ કે કાઢે તો ઝગડો થાય એટલેજ પડોશીઓને ત્યાં એ રમતનો શોખ પૂરો કરવા ધામો નાખતા. પાનાની રમતના ગાઢ સંપર્કને લીધે એમની ભાષામાં ગંજીપાના પારિભાષીક શબ્દો ઘણી વખત આવી જતા હતા.

કોઈ લીપસ્ટીકથી હોઠ રંગેલી યુવતીને જોઈ પુલચંદભાઈ ટકોર કરતા કે 'પેલી જોઇ, લાલ બદામની દુગ્ગી! અથવા કોઈ વિચિત્ર દાઢીવાળા માણસને જોઇને બોલતા કે 'નર્યો કાળી બદામના ગુલ્લા જેવો દેખાય છે' અને કોઈ માણસ એમને બહુ ગમી જાય, તો એના વિષે અભિપ્રાય આપતાં એ બોલતાં કે દ્લાણો તો હુકમના એક્કા જેવો છે. રીયલ માણસ છે. બાજી તેના હાથમાં છે.'

* *

પુલચંદભાઈના પ્રશ્નનો જવાબ મેં જીભથી નહીં, પણ હાથથી છાપું તેમના નાક આગળ ધરી વાળ્યો.

છાપાનું મથાળું વાંચીને બોલ્યા કે, 'હૈદ્રાબાદમાં લેફ્‌ જનરલ ચોધરી લશ્કરી ગવરનર નીમાયા ત્યારે તેનો અર્થ એ કે હૈદ્રાબાદમાં હુકમ ચૌધરીનો. હવે બાજી એનાજ હાથમાં.'

* *

જ્યારે ત્યારે પત્તાની ભાષાનો ઉપયોગ કરવાની એમની ટેવથી હું પુલચંદભાઇ પર જરા ચીડાયો અને બોલ્યો કે: 'પુલચંદભાઈ, તમને બધે હુકમ જ દેખાય છે. ગંજીપો અને રમનારાઓએ નક્કી કરેલુ હુકમનું પાનું જ તમને ચારે કોર દેખાય છે.'

*　　　*

પોતાના પ્રિય શોખની ટીકા થતી જોઈ પુલચંદભાઇ છેડાયા અને બોલ્યા કે 'તારા કરતાં વધારે દિવાળીઓ મેં જોઈ છે. જિવનનો અનુભવ મેં ખુબ ખુબ લીધો છે. અને હું તો માનું છું કે આપણું જીવન આપણી દુનિયા આપણા ધંધા રોજગાર અને સાહસો બધા ગંજીપાના જેવાં જ છે. અને તું ગંજીપાના પાનાના હુકમની મશ્કરી કરે છે, પણ દુનિયાના દરેક દેશમાં કોઈ પક્ષનો હુકમ ચાલે છે, અથવા કોઈ એક વ્યકિતનો હુકમ ચાલે છે, અથવા કોઈ બે ચાર જણની ટોળકીનો હુકમ ચાલે છે. અરે! રાજ્યોમાં ચાલતી સરકારો અને તેના હુકમની ક્યાં વાત કરીએ, દરેક સંસ્થામાં દરેક ગામમાં, અરે! દરેક મહોલ્લામાં, દરેક માળામાં, અને દરેક કુટુંબમાં કોઇ ને કોઈ વ્યકિતનો હુકમ ચાલ્યા જ કરે છે. હુકમ તો સમાજને, કુટુંબને અને વ્યકિતને તેમજ આખા દેશને નિયમનમાં રાખનાર મધ્યબિન્દુ છે.

મને પુલચંદભાઇએ રેડેલી વાકધારામાં રસ પડવા માંડયો. મેં એમને જરા ચીઢવવા અને સાથે સાથે જરા વધુ ઉશ્કેરવા સીધો જ પ્રશ્ન પુછયો કે:—

'વારૂ પુલચંદભાઇ, આપ વડીલ છો, મુરબ્બી છો, મારા જેવા નાના માણસની બેઅદબી માફ કરજો પણ હું એમ પુછું છું કે આપના ઘરમાં હુકમ કોનો ચાલે છે!'

*

પૂછને એમાં બેઅદબી શાની? તારી કાકીનો સ્વભાવ તો તું જાણે છે, અને મારો સ્વભાવ પણ સમજે છે. એટલે મારે ત્યાં પહેલેથી બન્દોબસ્તાર્જ છે. આમ છતાં અમો બંન્ને ધણીધણીયાણીના હુકમના વિભાગ નોખા નોખા છે. રસોડામાં પાણીયારા આગળ અને બહાર ગેલેરીમાં જ્યાં તુલસીના કુંડાઓ રોપ્યાં છે ત્યાં તારી કાકી ફુલકુંવરનું શાસન ચાલે છે. ઉપર જણાવેલા સ્થળોએ તારી કાકી કહે એમ મારે કરવું પડે છે જ્યારે દિવાનખાનામાં મારી હિંડોળા ખાટ ઉપર હું બેઠો હોઉં અથવા દીવાનખાનાના ખુણામાં મારૂં લખવાનું ટેબલ અને ચોપડીઓનું ટેબલ ગોઠવ્યું છે ત્યાં મારો હુકમ ચાલે છે. દીવાનખાનામાં હિંચકા પર બેઠો હોઉં ત્યારે ચાનો પ્યાલો મોડો આવે તો તારી કાકીને ધમકાવી નાંખું. અને મારા ટેબલ કે કબાટની ચોપડીઓને એ અડકે તો હું કોઈ આપખુદ સુલતાનની અદાથી ગુમાગુમ કરી મુકું.

* *

'વારૂ. કાકા ત્યારે તમારા છોકરાઓની શી હાલત?' મેં પૂછ્યું 'એક પ્રજા જેવી. જેવી કોઈ રાજ્યમાં પ્રજાની હોય છે, એવી. છોકરાઓ નાના હતા, ત્યારે રસોડામાં એમની માના તાબામાં રહેતા અને દીવાનખાનામાં હું ડોળા કાઢી દબડાવી તેમને મુંગા રાખતો. પણ એ છોકરાં છોકરીઓ મોટાં થયાં પછી, જુવાન થયા પછી, મારો કે તારી કાકીનો હુકમ માનતા ન્હોતા અને અમારા ઘરમાં અરાજકતા આવી ગઈ હતી. ત્યાં મારી મોટી દિકરી શાંતાનો બાબો આવ્યો અને આજે અમારા ઘરમાં બાબાનું રાજ છે. રસોડામાં ફુલકુંવરનો, અને દીવાનખાનામાં મારો હુકમ ભુંસાઈ ગયો છે.'

* *

કોઈ વખત ચા પીવાની તલપ થાય, તો રામાને પ્રાઇમસ પેટવી ચા બનાવવા કહું તો સીધો જવાબ આપે કે ઘાસલેટ વધારે બળતું નથી.

ઘરના માણસોની ચા સગડી પર થાય છે, અને પ્રાયમસમાં જે ઘાસલેટ નાખવામાં આવે છે, તે બાબાનું દુધ ગરમ કરવા ખાસ અનામત રાખવામાં આવે છે એટલે ચા પીવી હોય, તો સામેની હોટલમાંથી લાવી આપું; અથવા પોણો કલાક બેસવાના હો તો સગડી પેટાવી તૈયાર કરી આપું. આમ અત્યારે તો આ તારા ફુલચંદ કાકાના ઘરમાં તો બાબાનું નાનકડું રાજ છે પણ મારો બેટો એવો ગોરો ગોરો, હસમુખો અને રૂપાળો છે કે ઘરમાં એનું જ રાજ ચાલે છે, એનોજ હુકમ ચાલે છે. ટીંડોરા જેવડું એ નાનકડું છોકરૂં એકચક્રે આખા કુટુંબ પર શાસન ચલાવે છે: છતાં અમને કોઇને જરાયે એનો હુકમ ખુંચાતો નથી, કારણકે ફુલના દડા જેવો એ બાળક અમને સૌને વ્હાલો વ્હાલો લાગે છે.

* *

આટલું વિવેચન કરી મોઢામાં બીડીનું ઠીઠું મુકી દિવાસળાથી પેટાવી ફુલચંદભાઇએ પુછ્યું કે 'હવે કાંઈ વધારે સાંભળવું છે ?'

મેં કહ્યું: 'ના, કાકા, ધરાઈ ગયો. તમને આજે પેટ ભરીને સાંભળી લીધા. પણ જીવનની હરહંમેશની વાતોને તમે આવી આકર્ષક રીતે રજુ કરી શકો છો એ મેં આજે પહેલીવાર જોયું.'

★

# ૨૬. ઉંમરડા ગામની હાઈસ્કૂલના હોલમાં

અમારા ઉંબરડા ગામની લલ્લુભાઈ હાઈસ્કુલમાં અંગ્રેજી શિક્ષક હતા. દરેક વસ્તુ પદાર્થ પાઠથી એટલે કે અખતરા કરીને શીખવવાની તેમને આદત હતી. અમારા વિદ્યાર્થીઓની નજરે એ ઘણાજ સારા શિક્ષક હતા જ્યારે ગામની જાહેર જનતા એમને વિષે જુદોજ અભિપ્રાય બાંધતી હતી, એમના શિક્ષણના પ્રતાપે ગામની લલ્લુભાઈ હાઈસ્કુલના છઠ્ઠા ધોરણની પરીક્ષાનું પરિણામ હંમેશાં બહુ સારું આવતું. આત્મારામ માસ્તરની ચીવટથી વિજ્ઞાનના વિષયમાં ઇલાકાની બીજી કોઈ પણ હાઈસ્કુલ કરતાં અમારી હાઈસ્કુલના વિદ્યાર્થીઓ ચઢીયાતા બન્યા હતા.

આત્મારામ માસ્તરે જ અમને વર્તમાનપત્રો વાંચતા અને યુદ્ધના સમાચારો કઈ દૃષ્ટિથી વાચવા એ સમજાવ્યું હતુ. અમને છોકરાઓને રશીયન મોરચા વિષેના છાપામાં આવતા સમાચારોમાં "સોવિયેટ લશ્કરે ફાંચડ મારી, જર્મન લશ્કરનું દબાણ વધ્યું, જર્મનોએ ટેંકો, વિમાનો અને પાયદળો સાથે હુમલો કર્યો. સોવિયેટ સૈન્યે પેલી તોપોનો મારો ચલાવ્યો, પાયદળ લશ્કરને આગળ મુક્યું." એવા એવા જે વાકયો આવતા તે યુદ્ધ પરિસ્થિતીનો તાદૃશ્ય ખ્યાલ આપવા આત્મારામ માસ્તરે એક દિવસે લલ્લુભાઈ હાઈસ્કુલના ઉપલા હોલમાં જે હોલ આખા ગામમાં સૌથી મોટામા મોટો હતો, તેમાં અમારા વર્ગના સાઠ છોકરાઓમાંથી ત્રીસ ત્રીસ છોકરાઓની બે ટોળીઓ પાડી. ચીમન નામના છોકરાને સ્ટાલીન બનાવ્યો હતો. અને ચકુ નામના છોકરાને હિટલર બનાવી હોલની ભોયપર ચોકથી લીટીઓ દોરી લશ્કરી વ્યુહરચના કેમ થાય છે તે બતાવવાનો તેમણે નિશ્ચય કર્યો હતો.

વર્ગમાં બે ત્રણ દિવસ આગળથીજ આત્મારામ માસ્તરે યુદ્ધની આખી યોજના અમને સમજાવી હતી. માસ્તર સીસોટી મારે ત્યારે હિ-

અને સ્ટાલીન પક્ષના છોકરાઓએ કાગળના વિમાનો સામસામાં ફેંકવાના હતાં, એ પછી તોપોના ગોળા વર્ષાવવા કાગળના ડુચાઓનો મારો સામસામે કરવાનો હતો. ત્યાર પછી કોઈ વખત જર્મનોએ તો કોઈ વખત રશીયાનોએ પાંચ પાંચની ટોળીમાં આગળ વધવાનું હતું. આ યુદ્ધમાં ફક્ત ધુટપટ્ટી જ રાખવાની હતી પણ કોઇએ કોઇને તાડન ન કરવું એ જાતની ખાસ સુચના માસ્તરે પહેલેથી જ આપી રાખી હતી.

છોકરાઓને નાની નાની ટોળીઓને હોલમાં આગળ વધારી કોઈ ખુરશી કે ટેબલ પર ચડી સામા પક્ષ પર કાગળના ડુચાઓ ફેંકી છાપામાં લડાઇના તારમાં આવતા સમાચાર "રશીયનોએ જર્મનોની લાઇન પર પડતી એક ઉંચી જગા હાથ કરી હતી." એ વાક્યનું રહસ્ય યુદ્ધની નજરે અમને અમારા માસ્તર સમજાવવા માગતા હતા. ત્રણ ચાર દિવસ સુધી શાળાનો સમય પુરો થયા પછી ઉપરના હોલમાં લઈ જઈ આત્મારામ માસ્તર જે શનીવારે બપોર પછી એ યુદ્ધ ગોઠવવાનું હતું તેની વિષે માહિતી આપતા હતા.

એ શનીવારે અમે સૌ છઠ્ઠા વર્ગના વિદ્યાર્થીઓ શાળાના મકાનના ઉપલા હોલમાં ગયા. માસ્તરે બિચારાએ સવારથી વહેલા આવી ચાકથી હોલની જમીન પર રશીયન ને જર્મન મોરચા દાખવનારા નકશાઓ ચીતર્યા હતા. અને માસ્તર સીટી મારે ત્યારે પેલા હિટલરે એટલે ચકુડાએ પોતાના સૈન્ય સાથે રશીયન સરહદમાં ત્રણસો માઇલ એટલે કે હોલમાંના ત્રણ ફુટ જર્મન સરહદમાંથી રશીયન સરહદમાં ઘુસી જવાનું હતું. અને કોઈ કોઈ ઠેકાણે કીવ, મોસ્કો, લેનીનગ્રાડ એવા રશીયન શહેરો દેખાડતા ચાકના મીંડાઓ કરવામાં આવ્યા હતા.

બપોરનો ત્રણનો વખત થયો. ચકુડાનું યાને હિટલરનું જર્મન સૈન્ય હોલની જમણી બાજુ ગોઠવાયું અને ચીમન જે સ્ટેલીન બન્યો હતો તેનું રશીયન સૈન્ય હોલના ડાબા ભાગમાં વેચાયું હતું. સ્ટેલીનને જરા રશીયન

જેવો લાગે તે માટે વાળવાળી આસ્તાખાન ટોપી પહેરાવવામાં આવી હતી. અને આખા ઉંબરઠા ગામમાં નાઝીઓના શીરછત્ર લોખંડના (હેલ્મેટ) જેવું કંઈ નહિ મળી શકવાથી તેમ જ અગારા ગામના આગમા બંબાવાળાઓ મુંબઈની માફક એ હેલ્મેટ નહિ પેરતા હોવાથી ચકુડો પોતે જ આત્મારામ માસ્તરની સુચનાથી એલ્યુમિનીયમનું તેના માથામાં ફીટ થાય એવું તપેલું પહેરી લાવ્યો હતો.

પાછલા પહોરના ત્રણ વાગ્યા. બન્ને પક્ષે હોલની સામસામી ભીંત આગળ પોતાના દફતરો મુક્યા અને હાથમાં ફક્ત ફુટપટ્ટી લઈ બન્ને બાજુના સૈન્યોએ સામસામા મોરચા માંડ્યા. હોલના બારણા આગળ ટેબલ ગોઠવી આત્મારામ માસ્તર તેના ઉપર ઉભા થયા. ત્રણ વખત સીસોટી મારીને હિટલર યા ચકુડાને એરોપ્લેનો છોડી, તોપના ગોળાઓ છોડી, રશીયન લાઇન પર તેના પાયદળ લશ્કરને આગળ વધવાનો હુકમ કર્યો.

ચકુડાની ટોળીમાંથી કાગળના પુષ્કળ વિમાનો સોવિયેટ સરહદમાં આવી પડ્યાં, રશીયન સરહદમાં ભંગાણ પડ્યું. રશીયન લડાઇમાં શરૂઆતમાં બન્યું હતું તેમ સ્ટેલીન ચીમનનું સોવિયેટ સૈન્ય ધીમે ધીમે પાછળ હઠ્યું પણ મોસ્કો આગળ જઈ એ થોભ્યું ત્યાં ચીમનની ટોળીએ ટકાવ કર્યો. બહુ જ ધીમે ધીમે યુદ્ધનો દેખાવ કરવાની આત્મારામ માસ્તરની સજાવટ વખાણવા લાયક હતી. હિટલર બનેલો ચકુડો આવેશમાં આવી ગયો, રશીયન સરહદમાં ધસી જઈ એણે ચીમનની ખોપરી પર લાફો લગાવ્યો, ચીમને તેને આટી મારી, ચકુડો જમીન દોસ્ત થઈ ગયો.

રશીયન પક્ષવાળાઓ હર્ષમાં આવી નાચવા લાગ્યા હિટલર પક્ષવાળા ઉશ્કેરાઈ ગયા. અને પોતાના સરદારની નાલેશીનું વેર લેવા જર્મન પક્ષવાળાઓએ ભીંત આગળ મુકેલા પોતાના દફતરો લઈ તેમાંથી પાટી પુસ્તકો વગેરે સામા પક્ષ પર ફેંકવા માંડ્યાં. રશીયનો પણ નાઝીઓના આ વર્તનથી મસ્તક પરનો કાબુ ગુમાવી બેઠા તેણે પણ પોતાના જાડ જાડા પાઠ્ય પુસ્તકો

આર્થવલેની ઓલઝણા અને એમ્પાયર હીસ્ટરી દળદાળ પોથાઓ નાઝીઓ તરફ ભારે ઝનુનથી ફેંકવા માંડ્યા. ચકુડો આ હિટલર જમીન પરથી ઉભો થયો અને આત્મારામ માસ્તરની આજ્ઞા ભુલી પોતાની પાસેની ફુટ્ટીપટ્ટીથી સામા પક્ષના રશીયન છોકરાઓને નાક પર, બોચી પર, ગાલ પર જ્યાં આવે ત્યાં તડાતડ ફટકા લગાવવા લાગ્યો. રશીયન પક્ષે પણ તેની નકલ કરી અને યુદ્ધના નિર્દોષ રીહર્સલને બદલે ખરેખર યુદ્ધ હોલમાં જામી ગયું.

ટેબલ ઉપર ઉભેલા આત્મારામ માસ્તર "અરે બંધ કરો, લડો નહિ." એમ બુમો માર્યા કરતા હતા પણ હોલમાં મચી રહેલા જબ્બર શોરબકોરમાં એમનો અવાજ દબાઈ ગયો હતો. માસ્તર ટેબલ પરથી નીચે ઉતરે એ પહેલાં હવામાં ઉડતી એક જાડી ચોપડીએ, એમના માથા પરનું દક્ષિણી ખોખું ઉડાડી નાંખ્યું. ત્યાં રશીયન બાજુથી ઉડેલા એક શાહીના ખડીયાએ માસ્તરના એક બાજુના વદન અને બદન બન્નેને રંગી નાખ્યાં. કેટલીક ચોપડીઓ બારીઓના કાચોને લાગતા બારીના કાચ તડાતડ તુટવા લાગ્યા.

લડનારા હવે સામસામે ગાલી પ્રદાન પણ ફેંકવા માંડ્યા હતા. શાળાના પટાવાળાઓ ઉપર હોલ આગળ ધસી આવ્યા હતા અને એક પટાવાળો હાઇસ્કુલના પ્રીન્સીપાલ કરૂણાશંકરભાઈને તેડી લાવ્યો હતો.

અમારા પ્રીન્સીપાલ કરૂણાશંકરભાઈ બહુજ દબદબાવાળા ગૃહસ્થ હતા. અને હંમેશાં, વાતચીતમાં હલનચલનમાં પોતાનો પ્રભાવ અને ગૌરવ જરા પણ ન ઘવાઈ એવી કાળજી રાખતા હતા. હોલમાં આટલું બધું તોફાન થતું હતું, છતાં મેળાવડાનું પ્રમુખપણું લેવા આવતા હોય એવી દબદબાવાળી ધીમી ચાલથી એ હોલમાં આવ્યા અને "સાઇલેન્ટ પ્લીઝ, નો નોઇસ" એમ એમણે બરાડ મારી પણ છોકરાઓ એમનો અવાજ સાંભળે એ પહેલાં એક જાડી ચોપડી એમના પગના નળાને વાગતાં એ ધનુષ્યબાણ જેમ વાંકા વળી ગયા ત્યાં બીજી એક ચોપડી એમના માથા

જોડે અથડાતા એમનું અમદાવાદી પાઘડું ઉડી ગયું. કરૂણાશંકરભાઈ ગંભીર પુરૂષ હોવાથી ચોપડીઓના આકસ્મિક આવકારથી પોતાના બદનને થયેલી વેદનાને વિસારી મુકી—ગળી જઈ કરૂણાશંકર પાગ ટટ્ટાર થયા. અને રૂઆબથી બુમ મારી "છોકરાઓ આ શું છે. આ કેળવણીનું મંદિર છે કે બજારની શાક માર્કીટ છે? ને, આત્મારામભાઈ તમે પણ શું કરી રહ્યા છો?"

છોકરાઓ શાંત પડ્યા એ પહેલાં સોવિયેટ સરદાર ચિમને હિટલર ચકુ પર ધસી જઈ એના માથા પર એવા તો જોરથી મુક્કો માર્યો કે ચકુએ માથે ઓઢેલું તપેલું એના માથામા ઘુસી ગયું અને જમીન પર ગબડી પડી આળોટવા માંડ્યો. યુદ્ધનું વાતાવરણ ઓચિંતુ કરૂણમાં પલટી ગયું બંને પક્ષના સૈનિકોએ ચકુ પાસે જઈ એના માથામાથી તપેલું કાઢવા પ્રયાસ કરવા માંડ્યા. ૭ છોકરાઓએ એના પગ પકડી રાખ્યા બીજા ૭ છોકરાએ માથા પરનું તપેલું પકડી ખેંચવાના પ્રયાસ કર્યા પણ તપેલું નીકળ્યું નહિ, તપેલાની અંદર ચકુડાનો દબાયલો અવાજ આવતો હતો, "ઓ મરી ગયો, ગુંગળાઈ ગયો, કોઈ તપેલું કાઢો."

છોકરાઓ ચકુના માથામાંથી તપેલું કાઢવા જેમ જેમ પ્રયાસ કરતા હતા, તેમ તેમ ચકુડાનું તપેલું છેક હડપચી સુધી ફીટ થયું હોવાથી વધુ વેદના થતી હતી. ચકુડાની હાલત જોઈ પ્રીન્સીપાલ કરૂણાશંકર પોતાનો રૂઆબ ભૂલી જઈ ચકુડાની પાસે આવ્યા અને એક છોકરો જે સાયકલ ટાયરમાં હવા ભરવાનો પંપ લઈ આવ્યો હતો, તેને ટપલો મારી ઠપકો આપી કોઈ સોની કે કલઈવાળાને ત્યાંથી નાનકડી ધમણ લઈ આવવા પાછો દોડાવ્યો અને ધમણ આવતા કરૂણાશંકરભાઈ પોતે જ તપેલાની અંદર હવાનો પ્રવાહ ધમણથી રેડી રહ્યા હતા. ત્યાં ચકુડો પડ્યો કે તરત જ બહાર દોડી ગયેલા આત્મારામ માસ્તર દુરની એક શેરીમાથી એક કંસારાને બોલાવી લાવ્યા, અને કંસારાએ તુર્ત જ પોતાના હથીયારોથી ચકુડાના મોં પરનું તપેલું કાપવાની શરૂઆત કરી. આત્મારામભાઈ હોલમાં

...ના અંદરની માફક આસમાની શાહીથી ચીતરાઈ ગયા હતા. તે જ સ્વરૂપે ગામમાં દોડી જતાં એમની પાછળ લોકોનું જે મોટું ટોળું હોલમાં ધસી આવ્યું હતું, તેમને હેડ માસ્તરે ધમકાવી પાછું કાઢ્યું. ચકુભાનું તપેલું નીકળ્યું. સારે ભાગ્યે તેને કાંઈ ઇજા થઈ નહોતી—પણ એ જ દિવસથી નીશાળના છોકરાઓ તેને તપેલું કહી ચીડવતા એટલે આખરે કંટાળીને તે બાજુની ગામની સ્કુલમાં ભણવા ચાલ્યો ગયો.



## ૨૭. હંસરાજકાકાની હંસ વૃત્તિ

મારા સ્નેહી હંસરાજભાઈ હંસ વૃત્તિનાં હતા, દરેક પ્રસંગમાંથી એ હંમેશા સારૂં જ તત્વ શોધી કાઢતા. આપણે ત્યાં ચાલતી આવતી કથા છે કે માનસ સરોવરનાં હંસ, દૂધ અને પાણી ભેગાં કર્યાં હોય તો તેમાંથી પાણી પડતું મૂકીને દૂધ જ પીએ, તેમ હંસરાજભાઈ દરેક યુકિત અને પ્રસંગની સારી બાજુ જ જોતા. હંસરાજભાઈના પૂરા પરિચયમાં આવ્યા પછી મારા મનમાં ઘણી વખત પ્રશ્ન થતો કે હંસરાજભાઈ ખરેખર સાચે સાચી હંસ વૃત્તિનાં હતા કે અંગ્રેજીમાં જે તે Cynic કહે છે એવા નિરાશાવાદી હતા અથવા રમુજી કે ટીખળી હતા? હજી સુધી હંસરાજભાઈનું ખરૂં માનસ હું કળી શકયો નથી. પણ હકીકત એ છે કે જ્યારે જ્યારે હું તેમની આગળ કોઈ વીષયની ફરીઆદ કરતો ત્યારે એ વાતની સારી બાજુ જોઈ એ વૃધ્ધ પુરૂષ હંમેશાં કંઈક ને કંઈ ખુલાસો કરતા.

*

એક દીવસ હંસરાજભાઈને ફરીઆદ કરી કે "આ રેશનનાં લાગાથી ઘણાં માણસો મરી જાય છે." ત્યારે એમણે તુરતજ પ્રત્યુત્તર

આપ્યો હતો કે "વસ્તી વધી ગઈ છે. માણસો રેશનનું અનાજ ખાઈ મરી ખુટશે તેટલી ભાડાની જગ્યા ખાલી પડશે, અને તારી ઓફીસના દોસ્ત, ચીમનને બીજે ક્યાંય જગ્યા ન મળવાથી અંધેરીમા એક મોટરનાં તબેલામાં ઘર વસાવવું પડ્યું, એ બાપડાને કોઈ સારા માળામાં સારૂં જેવું દિવાનખાનું કે ,હવા અજવાળાવાળી ઓરડી ભાડે મળી શકશે."

હંસરાજભાઈએ ઉપર પ્રમાણે જવાબ આપવાથી હું વધુ નહીં બોલી શકયો પણ થોડા દહાડા પછી મેં એમનું ધ્યાન ખેંચ્યું અને કહ્યું કે "હંસરાજ કાકા, સરકાર રેશનમાં કેનેડાનાં લાલ ઘઉં આપે છે એથી તો લોકોનાં પેટમાં દુઃખે છે."

"થોડુંક ખાતાં શીખો મિતાહારનો પાઠ શીખો, કેનેડાના ઘઉં સોંખડી ઘઉં છે. આપણાં હીંદીઓનાં નબળા આંતરડાં તેને પચાવી ન શકે એમાં ઘઉંનો વાંક નથી પણ આપણા લોકોની હોજરીનો અને અકરાંતિયાપણાનો વાંક છે. ચાર રોટલી ખાતા હો તો બે ખાવ અને એક ખાતા હો તો અરધી ખાવ, ઘઉંનો વાંક ન કાઢો પણ તમારી પોતાની જાત ઉપર કાબુ મેળવો."

* *

કાકા પાસે મેં એક દિવસ ફરીયાદ કરી કે "કાકા, એક રવિવારે બપોરે મારા એક મિત્રને ત્યાં હું ગયો હતો, અમારે ત્રણ વાગ્યે નાટક જોવા જવું હતું. મારા મિત્ર પત્ની શ્રીમતી સુશીલાને મેં વિનંતી કરી કહ્યું કે "બ્હેન ચા મૂકો" ત્યારે એમણે જવાબ આપ્યો કે "રામો કેરોસીન લેવા બે વાગ્યાનો ગયો છે. તે ચારેક વાગ્યાના સુમારે કેરોસીન લઈને આવશે પછી હું સગડી પેટાવીશ. કોલસા પણ પીટયા દુકાનવાળાઓ ભીના મોકલે છે. એટલે સગડી સળગતા ખાસ્સા સવાના બે કલાક જોઈશે. તમે તમારા ભાઈની જોડે નાટક જોઈને પાછા ફરશો ત્યારે તમારૂં સ્વાગત કરવા ચાહના કપ તૈયાર હશે."

* *

"બોલો હંસરાજ કાકા, આ નફ્ટ બૈરીને શું કહેવું? આર્ય લોકોનાં સ્વભાવમાંથી અતિથ્ય સત્કારની ભાવના સદંતર ભૂંસાઈ ગઈ લાગે છે. આવી બૈરીઓને શું કહેવું? અમારે આ પીધા વગર જ નાટક જોવા જવું પડ્યું. અને અંક પડયો ત્યારે ઇરાનીની હોટેલનો આશરો લેવો પડયો. આ સુશિલાની વર્તણુક માટે કાકા તમો શું અભિપ્રાય આપો છો?"

* *

મેં આશા રાખી હતી કે મારી આ ફરીઆદમાં તો હંસરાજ કાકા મારી તરફેણમાં સૂર પૂરાવશે પણ ત્યાં તો એ બોલ્યા કે "શ્રીમતી સુશિલાની વર્તણુક મને યોગ્ય અને વ્યાજબી લાગી છે. તેની હિંમતભરી પ્રમાણિકતા તરફ મને માનબુદ્ધિ થઈ છે. તેણે પોતાનાં વર્તનમાં મુંબઇની અનેક મધ્યમ વર્ગની ગૃહિણીઓની સ્થિતિનો તાદ્રશ અને વાસ્તવિક ચિતાર તમારી આગળ રજુ કર્યો છે અને આ રેશનનાં જમાનામાં એક સામાન્ય ચાહના પ્યાલા માટે પણ લોકોની હાલત કેવી પરવશ થઈ ગઈ છે. તેનો તમને આબેહુબ ખ્યાલ આપ્યો છે અને સાથે સાથે ધીરજનાં ફળ મીઠાં એ બોધપાઠ તમને ભણાવવાનો એમ આશય રાખ્યો હતો. પણ તમે લોકો ચીડાઈ જવાથી એ આશય ફળીભુત થયો નથી. તેને બદલે સુશિલાની મુશ્કેલી સમજીને તમે નાટકમાંથી ઘેર આવ્યા પછી ચાહ પીવાનો કાર્યક્રમ રાખ્યો હોત તો એ ચાહ કેટલો મીઠો લાગત?"

* *

એક વખત હંસરાજ કાકા આગળ મેં ફરીઆદ કરી કે "બાજુવાળા નાથાભાઈ, તેમની ધણિઆણી જેકોરબ્હેન અને તેમના અર્ધો ડઝન છોકરાને હાથે અને પગે ખસ થઈ પડી છે અને જેકોરબ્હેનને પૂછવાથી તેઓ એમ કહે છે કે "રેશનીંગનાં ઘોડા પણ ન ખાય એવા જવ ખાવાથી આ બધી મોકાણ થઈ છે."

*

આ કિસ્સામાં તો હંસરાજ કાકા ટેકો આપશે એમ મને ખાત્રી હતી, પણ ત્યાં તો મારી ભારે અજાયબી વચ્ચે આ ફરીઆદનો જવાબ પણ તેમણે શોધી કાઢ્યો. એ બોલ્યા કે "આપણી શેરીમાં એક નવો તાજેતર પાસ થયેલો ડોકટર આવ્યો છે એ બીચારો અત્યાર સુધી માખો મારતો હતો. નાથાભાઇના ઘરનાં માણસોને ત્વચા રોગ થવાથી એની બીચારાની ઘરાકી જામી છે. અને નાથાભાઈ જેવા વસ્તારી માણસોના અરધો ડઝન જેટલાં કુટુંબો આમ દર અઠવાડીએ માંદા પડે તો ડાક્ટરોનાં દવાખાના ચાલે. આજે જરૂર કરતાં ડાક્ટરો વધારે બહાર પડે છે, અને લોકો માંદા ન પડે તો એ બાપડાઓનું શું થાય?"

*

કોઈ પણ રીતે હંસરાજભાઈ દલીલમાં મને સંતોષ આપે એવી વલણ કદી અખત્યાર કરતા નહી. એક વખત મેં એમને કહ્યું હતું કે "લડાઈ પહેલાં તો આપણો શેરીનો મોદી જેને ત્યાં આપણું ખાતું હોય, એ દાણો અને અનાજ સાફસુફ કરી ઘેર મોકલતો, આજે રેશનના દાણા સાફસુફ કરવા માટે ઘરનાં બૈરાંઓને ચાર-ચાર પાંચ-પાંચ કલાક બગાડવા પડે છે."

*

"બગાડવા પડે છે એમ ન કહે. ખરી રીતે આજના સમયમા આપણી બ્હેનોને એટલું કામ મળે છે. અગાઉ કણીઆને ત્યાથી બધું સાફસુફ થઇને આવતું, એટલે બૈરાંઓ સ્હવાર સાંજ રસોઇ કરી બપોરે નવરાં પડતાં. આજુબાજુમા આડોશી-પાડોશીને ત્યાં જઈ કુથલીઓ કરતાં હતા અને ગામની ચોવટ કરતાં હતા તેને બદલે ઘરકામમાં જ રોકાઈ રહે છે. એ તો બહુ સારૂં થયુ છે."

*

"પણ કાકા ઘી અને દુધ સારા નથી મળતાં એનું શું કરવુ? દુધમાં પાવડરનો ભેળ આવે છે અને ઘીમાં કોણ જાણે કેટલો યે ભેળ થતો હશે?"

"આપણી એબીને આપણે ગાયનું કે ભેંસનું દુધ એમને એમ નથી આપતાં—પાણી નાંખી—નરમ બનાવી બાળકની નાની હોજરીને માફક આવે એવું બનાવીએ છીએ. આપણી હોજરીની ચિંતા કરી ભઈયાઓ પહેલેથી જ દુધ નરમ બનાવી આપણને પુરૂં પાડે છે. અને ઘી ખાવાથી નકામી શરીરમાં ચરબી વધે માણસો જાડા થઈ જાય. એમનામાં પ્રમાદ વધે—કંઈ કાર્ય ન કરી શકે એટલે લોકો સાહસ ન કરી શકે. નિષ્ક્રિય અને નિશ્ચેતન બની જાય એટલે લોકો સાહસ ન કરી શકે. સાહસ ન કરી શકે એટલે સ્વરાજ ન લઈ શકે. આજદિન સુધી સદિઓથી ઘી, લાડવા અને મિષ્ટાન્ન ખાવામાંજ આપણે ભારતવાસીઓએ આપણું લડાયક ખમીર અને આઝાદી ગુમાવ્યાં છે. માટે આજથી આ સૂત્ર પોકારવા માંડ, "ઘી ખાના હરામ હય !"

* *

"કાકા, યુરોપની લડાઇ હવે કયારે બંધ થશે. હવે તો કંટાળી ગયા ?"

"અરે. હાલવા દે—પશ્ચિમનાં ગોરાઓ ખુબ લડયા જ કરે એમાં જ જગતની રંગીન પ્રજાને લાભ છે. આપણે તો એમને પાનો ચઢાવ્યા કરવો જોઇએ અને કહયે રાખવું જોઇએ કે "લડયે રાખો બાપલા—એક પણ નાઝીને છોડતા નહીં, અને આજ, યુધ્ધમાંથી રશીયા અને તેના મીત્ર રાજ્યો બાખડી પડે અથવા વેપાર અને બજારો માટે ઈંગ્લાંડ અને અમેરીકા આથડી પડે તો આપણે હીંદીઓએ તો ઘરમાં ઘીના દીવા કરવા જોઇએ અને ખુશાલીમાં આવી સેર સત્યનારાણની કથા કરાવવી જોઇએ. બાકી હીસ્સો આપ્યા વગર 'લોહી રેડયા વગર, હિંદ કેવી રીતે સ્વાવલંબી બની શકે એ માર્ગ તો ગાંધીજીએ પહેલેથી જ બતાવ્યો છે."

હંસરાજ કાકાની એ અડગ અને અણનમ, નીરક્ષક દૃષ્ટિ જોઈ હું એમના મિજાજ, સ્વભાવ અને હિંમત પર આફરિન થાઉં છું.

# ૨૮. અમથાભાઈનો આધ્યાત્મિકવાદ

મ્હારા પાડોશી અમથાભાઈ એચિંતા આધ્યાત્મિકવાદી બની ગયા. સ્થુલ જગતમાંથી ઉંડી સુક્ષ્મ ભૂમિકામાં વિહાર કરવા લાગ્યા. સામાન્ય માનવવ્યવહારમાંથી ખસી જઈ એકાંત જીવન ગાળવા લાગ્યા. એકાંત એટલે નગરનો ત્યાગ કરી એ કોઈ પર્વતની ગુફામાં જઈ ન્હોતા રહ્યા; શહેર છોડી તેમણે વનનો વાસો ન્હોતો કર્યો. એકાંત એ અર્થમાં કે સાંજે ઘેર આવી અમારા પાડોશી લલ્લુભાઈને ત્યાં એ પત્તાં રમવા જતા હતા ને દર રવીવારે અમને પોતાને ત્યાં પાછલા પોહરે ચ્હા પીવા બોલાવતા હતા. એ બધું એમણે છોડી દીધું હતું. અને જીવનનો આખો ક્રમ એમણે બદલાવી નાખ્યો હતો.

આમ તો શેરબજારમાં એક મોટા દલાલને ત્યાં એ કામ કરતા હતા, એટલે આજીવિકાની ખાતર એમને શેરબજારનું ધમાલીયું જીવન તો ગાળવું પડતું હતું. અગાઉ એ ખૂબ બોલકણા અને આખો દિવસ હસતા રમતા રહેતા હતા; પણ છેલ્લા બે ત્રણ મહીનાથી એ હંમેશાં ઘેર આવી એમના ત્રીજી વારના પત્નિ સુરભી આગળ હંમેશાં એ ધર્મગ્રંથનું વાંચન કરતા અને સુરભીને પણ નવલકથાઓનો ને બીજી ચોપડીઓ વંચાવવાનું બંધ કરી, શ્રીમદ્ ભાગવત, રામાયણ અને ગીતાના વાંચનમાં એમને પરોવી દીધા હતા.

અત્યાર સુધી ભક્તિના જે જીવન મ્હેં વાંચ્યા હતા તેમાં એકલા પુરૂષને જ ભક્તિમાર્ગ તરફ વળેલો જાણ્યો હતો, નરસિંહ મહેતાના પત્નિ કુંવરબાઈના માતુશ્રીનું અવસાન થતાં નરસિંહ મહેતા બોલ્યા હતા: “ભલું થયુ ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાલ.” એ બતાવે છે કે, હંમેશાં પુરૂષો એકલા જ ભક્તિમાર્ગ તરફ વળે છે અને ભલે ભાવિક

એવા ભક્તોને પૂજે, તેમના નામની દેરીઓ ઉભી કરે, એમાં તેમની પ્રતિમા પધરાવે; પરંતુ ભક્તોની હયાતી દરમિયાન એમની ભાર્યાઓને એમની કિંમત હોતી નથી.

મ્હારાષ્ટ્રના સંત તુકારામને પણ એમની સ્ત્રી ઓળખી શક્યાં ન્હોતાં, જ્યારે અમથાભાઈ અને એમના પતિ સુરભિને—બન્નેને ભક્તિમાર્ગમાં પ્રવેશેલાં જોઈ મ્હને ખુબ ખુબ નવાઈ લાગી હતી અને મને લાગ્યું હતું કે હિંદના ભક્તોના ચરિત્રોમાં અનોખો બનાવ બનશે અને એક સાથે એક દંપતિ—ધણીધણીયાણી બન્ને ભક્ત તરીકે ગુજરાતમા નામના મેળવશે.

અમથાભાઇનું માનસ પરિવર્તન કેમ થયું તે કંઈ મ્હને સમજાયું નહિ. જે કદી સાધુ સંતોના સમાગમ કરતા ન્હોતા તેમ કદી જાત્રાએ ગયા ન્હોતા, એમને આગલી બન્ને પતિઓ હયાત હતી એ વખતે તો અમથાભાઈ શેર બજારમાં સારૂ કમાવનારા, અન્ય યુવાનોની જેમ નાટક સીનેમાના શોખીન, કલાવંતિઓના શોખીન, સંગીતના શોખીન, અને અતિ રસિક હતા. પરંતુ ત્રીજી વાર શ્રીમતિ સુરભી સાથે લગ્ન કર્યા પછી એક-બે વર્ષ સુધી તો સુરભીને નાટક સીનેમામાં લઈ જવામાં અને ફરવાહરવામાંથી પરવારતા નહિ. સુરભી પણ અમથાભાઇના આગલા જન્મના પૂણ્યથી અત્યંત સ્વરૂપવાન હતી, ઘરરખ્ખુ હતી, શાણી અને સ્વભાવની રાંક હતી—અને એમને ત્યાં અગાઉ દર રવીવારે જે દાયરો જામતો તેમાં સુરભી ભાભીના હાથની ચ્હા પીવાનું પ્રલોભન તે દાયરાના દરેક સભ્યને સઉથી વધુ જોરદાર હતું. અને સુરભી અને અમથાભાઈ પણ વાર તહેવારે સાથેજ આડોશી-પાડોશીને ત્યાં ગયા કરતા હતા.

ત્રીજી વારના લગ્ન થયા પછી ત્રણ ચાર વરસ વીતી જવા આવ્યા અને અમથાભાઇના સ્વભાવમાં ઓચીંતુ પરીવર્તન થઈ ગયું, અને એ પોતે ધર્મ માર્ગે ઉતરી પડયા અને સાથે સુરભીબ્હેનને પણ વાળ્યા.

સુરભીબ્હેનને અમથાભાઈ ધર્મી બની ગયા પછી ચોગ્નીનું હીસ્ટીરીયાનું દર્દ ઉપડયું, અમથાભાઇએ ઘણા ઘણા ડાકટરો, હકીમો અને વઇદોની દવા કરી, પણ એ દર્દ મટયું નહી.

પ્રભુભજનથી જ અને ધર્મ જ્ઞાનથી જ સુરભીબ્હેનના શરીરમાંથી રોગ જશે એમ ધારી અમથાભાઈ રોજ એમની પાસે ભાગવતપુરાણ વાંચતા હતા. એમના મીત્રોમાં મને એકલાનેજ એમના ઘરમાં દાખલ થવાનો અધિકાર હતો. બીજા ઓળખીતાઓ ને જુના, મિત્રોને અમથાભાઈ પોતાને ત્યાં આવવાનું ઉત્તેજન આપતા નહિ, એટલેજ એમના પીછાનવાળાઓમાં અમથાભાઇએ એકાંતવાસ સેવવા માંડયો છે એ વાત ઉડી હતી.

એક દિવસે ખુબ ખુબ કંટાળીને અમથાભાઇએ ગમે એટલી ફી પડે પણ કોઈ સારા નામીચા ડાકટરને. સુરભીબ્હેનને જોવા લઈ આવવા મ્હને કહ્યું. હીસ્ટરીઆના દર્દથી અને ધર્મધ્યાનમાં વધુ પડતું લક્ષ આપવાથી સુરભીબ્હેનનું સૌન્દર્ય ધીરે ધીરે કરમાતું ને સુકાતું લાગતું હતું. અગાઉ એમના વદન પર જે હાસ્યના ફુવારા ઉડતા અને એમના ઘાટીલા બદનમાંથી જે સ્ફુર્તિના કીરણો અગાઉ ફુટતા હતા તેને બદલે હમણાં એમનું શરિર નંખાઈ ગયું હતું. ને મોઢું નિસ્તેજ બની ગયું હતું.

શ્રીમતિ સુરભિની મ્હને દયા આવવાથી ડોકટર મનહરલાલ નામના મ્હારા એક ડોકટર મિત્રને હું અમથાભાઇના ઘેર લઈ ગયો. ડોકટર મનહરલાલ લંડનના એમ. ડી. હતા, માનસશાસ્ત્રનો એમનો અભ્યાસ ઘણો ઉંડો હતો. એક રવીવારે અમે અમથાભાઇના ઘરે ગયા. તે વખતે અમથાભાઈ બેઠા બેઠા ભજન કરતા હતા ને સુરભીબ્હેન શ્રદ્ધાથી તેનું શ્રવણ કરતા હતા, સુરભીબ્હેનની તબીયત તપાસી એમણે દવા લખી આપી અને મુંબાઇના મ્હોટા કેમીસ્ટને ત્યાંથી એ લઈ આવવા મ્હને

હું ને અમથાભાઈ પરામાં રહેતા હતા ને ડોકટર મનહરલાલને સ્ટેશને મૂકવા હું ગયો ને સુરભીબ્હેન માટે દવા લેવાની હોવાથી હું પણ ત્હેમની સાથે ટ્રેનમાં મુંબાઈ જવા ચઢી બેઠો.

ડબ્બામાં બેસતાં જ મનહરલાલે મ્હારી સ્હામે જોઇને કહ્યું: "સુરભિ બ્હેનને સારૂં થઇ જશે. પણ ખરી દવા તો ત્હારા દોસ્તની કરવાની જરૂર છે."

"પણ અમથાભાઇ તો ભગત છે ને?" મ્હેં કહ્યું "એનાં નખમાંય રોગ દેખાતો નથી."

"અરે, મ્હોટામાં મ્હોટો રોગ છે, તને શું ખબર પડે? એ કંઇ ખરો ભગત નથી? ભગતડાપણાનો ઢોંગ કરે છે. ભક્તો તો વીર નર હોય, આનંદી હોય, પરમાનંદમાં મસ્ત હોય, અમથાભાઇના ચહેરા પર તો કોઇણી (ડરી) ગયેલા માણસની છાપ છે."

"પણ એને છે શું?" મ્હેં પુછ્યું.

"એ હું પછી તને કહીશ. એને તું મ્હારી ચેંબરમાં મોકલજે."

"પણ એને શું દરદ છે, ડોકટર સાહેબ?"

"તું પણ ઘણો ચીકણો માણસ લાગે છે. અત્યારે વાત નહી. આ વાંદરા સ્ટેશન આવ્યું. મ્હારે અહીં એક મારા મીત્રને મળવા જવું છે. હું અહીં જ ઉતરી જઇશ. તારા અમથાને 'થાકુતિ' ખવરાવવાની જરૂર છે. બસ, વધુ ન પૂછતો." એમ કહી ડોકટર ટ્રેનમાંથી ઉતરી ગયા.



આજે રત્નાગિરિથી મુંબઈ આવી ઘરકામ મેળવવા માટે આતુર રહેતા હતા. આજે માળાની મહિલાઓને એ નામદારોની ખુશામત કરવી પડે છે.

યુદ્ધ પરિસ્થિતિને અંગે કેટલીક વસ્તુઓના ભાવ ખુબ ખુબ ઉંચે ચડ્યા છે અને તેમાં કાળાબજાર જામ્યા છે, તેમ કેટલીક વ્યક્તિઓના ભાવ પણ આ યુદ્ધના વર્ષો દરમ્યાન ઘણાં ઘણાં વધી ગયા છે. પહેલાં એક રૂપીએ કે બે રૂપીએ છુટક ઘાટીઓ ઠામ-વાસણ માંજી જતા હતા ને મકાનના દાદર હેઠળ નીરાંતે ઘોરતા હતા. આજે ઘણાં ઘણા કારખાનાઓ નીકળવાથી ઘણાં ઘાટીઓ કારખાનાઓમાં રોજ પર ચાલી જાય છે અને તેથી ઘરકામ માટે બહુ થોડા ઘાટીઓ મળે છે. કારખાનામાં સાત સાત કે આઠ આઠ કલાક સતત સખત કામ ન કરી શકે, એવા પીઢ ઉંમરના કે વયોવૃદ્ધ ઘાટીઓ મુંબઈની ગૃહિણીઓને માટે ફાજલ પુરાંતમાં રહે છે અને આવા ઘરકા માલિકોની સંખ્યા પ્રમાણમાં થોડી અને કોઈ મોટી ચાલ કે માળામાં ગૃહિણીઓની સંખ્યા વધારે એટલે આ રામાઓ ફાવે તેવો રૂઆબ ગુજરાતી ગૃહિણીઓ પ્રત્યે કરે છે.

કોઈ માનવંતા મહેમાનની જે કાળજીથી સરભરા કરવી પડે, તેવી સરભરા માળાની માનુનીઓને આજે રામાઓની કરવી પડે છે. ધણીઓ સાથે મિજાજથી બોલનારી, સાસુઓ સામે છણકાં લેનારી, સાસુને આખા માળામાં ભુંડી લગાડનારી અને સસરા અને જેઠને શુદ્ર જંતુ સમજનારી આખાબોલી મિજાજી વહુઓ, ઘરકામ કરનારા નામદાર રામાઓ આગળ મિંયાની મીંદડી જેવી થઈ જાય છે. સવારના પહોરમાં ગરમાગરમ ચાનો પ્યાલો પોતાના પતિ કે બાળકો પહેલાં પણ દાદર નીચે સુતેલા રામાને બોલાવી તેની આગળ ધરે છે, અને પછી તેને ચુનો-સોપારી અને બીડીના પૈસા આપે છે. એ શ્રીમાન રામાને હંમેશાં જમીને જ બોલાવે છે અને દરરોજ એ મોંઘેરા મહેમાનો માટે નવી નવી રસોઈ કરીને તેને માટેનો હિસ્સો દરરોજ જુદો રાખે છે. છતાં રામાઓ

આગ્રહ રાખે છે, આટલા વાગ્યે વાસણ માંજવા માટે તૈયાર થઈ જવા જ જોઈએ, ચોક્કસ વખતે ઘરના માણસોએ—બધાએ—ખાઈ જ લેવું જોઈએ. અને કપડાં રામો નળ પર જઈ ધોઈ લાવે, પણ સાબુ લગાડવા બંધાયેલો નથી. ગૃહિણીઓએ લુગડાં ગરમ પાણીમાં બોળી તેને સાબુ લગાડી તૈયાર રાખવાં જોઈએ. બહાર બજારમાંથી કંઈ લાવવા માટે રામો બંધાયેલો નથી. કોઈ વખતે વળી એની કૃપા થાય તો નીચે જઈ દહીં-દૂધ લઈ આવે. બાકી બીજું કોઈ પણ કામ કરવા એ વ્યક્તિ બંધાયેલી નથી.

મહિનામાં ખુશી પડે ત્યારે રામો ખાડો પાડી શકે. એમને રોકનાર બાઈઓની તાકાત નથી કે એમને એક અક્ષર પણ કહે. કંઈ પણ બોલે, તો 'હું કામ છોડીને ચાલ્યો જઈશ,' એવો દમ ભરાવે એટલે બાપડી ગુજરાતી બાઈઓ ઢીલી ને ઢસ થઈ જાય. કોઈક જ કાઠિયાવાડ કે કચ્છની એવી ખડતલ બાઈઓ નીકળી આવે છે, જે કછોટો મારી નળ પર પહોંચી જાય અને ઘરકામ આખું પોતે આટોપી, રામાની ગરજ વગર પોતાનું ઘર ચલાવે. આવી બાઈઓને રામાઓ પણ ઓળખી ગયા હોય છે, એટલે એમની સાથે મિજાજ કરતા નથી. પણ ઘણીખરી ગરવી ગુજરાતણો એવી નબળા બાંધાની આવે છે કે નળ પરથી હાંડો ભરીને લાવવો હોય તો પેટસુધી ખસી જાય અને લુગડાંને ધોકા મારતાં બાવડાં દુખવા આવે.

ગુજરાતણો સશક્ત થાય અને ખોટી નાજુકાઈ અને [illegible] મનોદશાને ત્યાગી સ્વાવલંબી બનતાં શીખે તો જ આપણા આ મિજાજી રામાઓના ત્રાસથી એ બચી શકે.

34016



